# ગરીબાઇનો ગજબ.

લેખક અને પ્રકાશક:

**અંબાલાલ નૃસિંહદાસ શાહ.**

૨૯, પોલોક સ્ટ્રીટ—કલકત્તા.

કિંમત રૂા. ૧-૪-૦.

(પોસ્ટેજ જુદું.)

# ગરીબાઇનો ગઝબ.



લેખક અને પ્રકાશક:

**અંબાલાલ નૃસિંહદાસ શાહ**

૨૯, પોલોક સ્ટ્રીટ—**કલકત્તા.**

સન ૧૯૨૯. ] પ્રત ૨૫૦. [ સંવત ૧૯૮૬.

**કિંમત રૂા. ૧—૪—૦**

( પોસ્ટેજ જુદું. )

# પૂ. માતાપિતાને સમર્પણ.

જેમનાં

સાક્ષાત્ દર્શનની

ઝાંખીનો ખ્યાલ નથી

અને આજે જેમના વાત્સલ્ય-

સ્નેહનું સ્મરણ માત્રજ છે, એવી

નાની વયમાં ઉભયના વૈકુંઠ-

પ્રયાણના સ્મરણચિહ્ન

તરીકે આ

સમર્પણ.

દાસાનુદાસ,

**અંબાલાલ નૃ. શાહ.**

# મારૂં વક્તવ્ય.

કેટલાંક વર્ષોપર રેનૉલ્ડઝનું Seamstress પુસ્તક મારા વાંચવામાં આવ્યું એટલે તે ગ્રંથકર્ત્તાનાં અન્ય પુસ્તકો જોતાં મને તેનો અનુવાદ કરવાનો વિચાર થયો; પરંતુ તેની વસ્તુસંકલના ગૂજરાતી રંગભૂમિને તદ્દન બંધબેસ્તી નહિ હોવાથી જનતાને માટે તે ઉક્ત આંગ્લ લેખકનાં પુસ્તકો માટે વિરોધ મને સુવિદિત હોવાથી સંકોચ રહ્યા કરતો હતો.

આજ અરસામાં સ્વ. ભીખાભાઇ છોટાલાલ ચોધરી સાથે મને ગુજરાત કૉલેજમાં જતાં આવતાં આકસ્મિક પ્રસંગ પડતાં પરિચય વધ્યો અને તેમના આગ્રહથી સહેજસહાજ ફેરફાર સાથે અનુવાદ કરી આપ્યો. દૈવસંજોગ એવા બન્યા કે મુંબઇમાં તેમનું અવસાન થયાનું સાંભળ્યું એટલે તેમના ભાઇ પર ઘણા ઘણા પત્રો લખવા છતાં તથા જન્મભૂમિ વડનગર જાતે જઇ આવવા છતાં, તેમના તરફથી ખાલી આશ્વાસન સિવાય કશું નહિ મળી શકવાથી તે લખાણ તેમની પાસે સડતું પડી રહ્યું.

એટલે મેં નવેસરથી વસ્તુરચનામાં ઉચિત ફેરફાર કરી ગૂજરાતી રંગભૂમિને રોચક બને તેવી રીતે આખું પુસ્તક લખવા પ્રયાસ કર્યો તે આ. મેં તેમાં મારા વિચારો ઘણાક ઉમેર્યા છે એટલુંજ નહિ પણ તે પુસ્તકની છાયા નીચે જરૂર જણાઇ ત્યાં વસ્તુ–Plot– ફેરવવાની છૂટ લીધી છે. સરખાવતાં સામ્ય ઓછું જણાય, તો તે માટેનું મારૂં ધ્યાન છે.

'ગુજરાતી પંચ'ના અધિપતિ મહાશયે ચાલુ વાર્ત્તા તરીકે આને છાપવા માટે તેમના પત્રનાં પાનાં ફાજલ પાડયાં તે માટે તથા તેને સાથેજ છાપી આપવા માટે આપેલી સગવડ માટે અંતઃકરણથી હું તેમનો ઉપકાર માનું છું.

સં. ૧૯૮૫.<br>વિજયા દશમી

**અંબાલાલ નૃ. શાહ.**

# અનુક્રમણિકા.

# ગરીબાઇનો ગજબ.

## પ્રકરણ ૧ લું.

### ગરીબાઇનો ત્રાસ.

શહેરમાં સારા લતામાં રહેવું એ સાધારણ જનસમાજ માટે પણ કઠિન છે, તો પછી ગરીબ માણસને એનું સ્વપ્ન આવવું એ મૂર્ખતાનું કામ નહિ તો શું! તેવાઓ માટે કાદવ, કીચડ અને દુર્ગન્ધિથી પરિપૂર્ણ એવી ગલીઓજ ઉઘાડી પડી છે. આ ગંદકી અને બિભત્સતાપૂર્ણ કોલાહલ, એવી જગાઓનું મુખ્ય અંગ ગણાય છે. ઘણી ખરી દુકાનો પણ જાણે ઘાંચીનીજ દુકાનો હોય એમ માખીઓ બમણુતીજ હોય! એમનાં બાળબચ્ચાંઓ પણ એવાંજ હોય એ સ્વાભાવિક છે. સોની, દરજી, કણીઓ, લવાર, સુતાર અને ગવૈયાઓ પણ ધૂનમાં મસ્ત દેખાતા હતા.

આવી ગીચ અને ગંદી ગલીમાં, જૂની ઢબનાં મકાનમાં એક સોળ વર્ષની કુમારિકા, એનું દુઃખી જીવન વ્યતિત કરતી હતી. એક ફાટી તૂટીશી ગોદડી બાજુએ પડી હતી. ખૂણામાં રસોડું અને તેનીજ સાથે પાણિયારાની સોઇ કરવામાં આવેલી હોય એમ જણાય છે. અહીં એટલી બધી જૂજ વસ્તુઓનો સંગ્રહ જણાય છે કે એકજ નજરમાં એ બધાનું અવલોકન થઇ જાય એમ છે. દોરી બાંધીને વળગણી રચવામાં આવેલી છે છતાં પૂરતાં વસ્ત્રો નથી.

આ યુવાન બાળા અને તે હિન્દુબાળા આમ એકાન્ત જીવન • વીતાવતી કોણ હશે! એનું મુખ ફિક્કું જણાય છે; છતાં એટલું બધું મનોરમ છે કે એ સાધારણ કુટુંબમાં જન્મી હશે, એમ માનવા દિલ ના પાડે. એને અંગે અંગ એટલું બધું સૌન્દર્ય ભરાયું હતું કે એમજ કલ્પના થઇ શકે કે વિશ્વકર્તાએ એને નવરાશની વેળાએજ ઘડી હશે! તેનું શરીર એકવડા બાંધાનું હતું. ચાલતી હશે ત્યારે તેની નાજુકાઇ એકદમ દેખાઇ આવતી હશે એ નક્કી. રખેને એ લચકાઇ ન જાય એની સંભાળ ખૂબ રાખવી પડતી હશે, એમ કેટલાક નકામી ચિંતા પણ કરી બેસે તો નવાઇ નહિ! તેનું નીરોગી શરીર તેની વય વધારી દેતું હતું. જ્યાં આટલી બધી કુદરતી બક્ષિસ હોય ત્યાં બાહ્યાડંબરને ઓછું સ્થાન હોય અથવા ન હોય તો પણ જરૂર નહિ! તેનામાં જન્મથીજ સદ્દીનો રંગ લાગુ પડેલો જણાતો ન હોતો. સાદાઈ અને પવિત્રતા, એ એના જીવનનું ધ્યેય હશે એમ તરત લાગી આવતું. ડોકિયાં કરતી મદમસ્ત યૌવનાવસ્થા વિચિત્રતા જન્માવતી હતી.

જણાવવામાં આવ્યું તેમ તે કુમારિકાને તેના અપાર સૌંદર્યનું તિલમાત્ર ભાન નહોતું, અથવા દરકાર નહોતી. માતા પિતા વિનાની અને સહિયર વિનાનીનો અર્થાત નિરાધારીનો મદદકર્તા ફક્ત સર્જનહાર પ્રભુજ હતો.

બ્રહ્માની કોક ઘડીએ તૈયાર થયેલી આ માલતી, આટલું છતાં; શિયાળો હો, ઉનાળો હો કે ચોમાસું હો, પણ રાત દિવસ દયણાં દળવાં, ખાંડવું કે કાંતવા વણવામાંજ એ રૂપની ઉપયોગિતા અત્યારે તો સમાઇ લાગે છે! આજે મધ્ય રાત્રિ વીતી ગઇ છે અને એક વાગ્યો છે, પણ કાંતવું કે વણવું એ તો હર હંમેશાનું નિર્માયુંજ છે. આંખે અંધારાં આવે છે, કહેડ દુઃખતી જણાય છે, ઠંડી પુષ્કળ પડે છે અને અવયવો અકડાઈ જાય છે; છતાં પાંચ ક્ષણનો આરામ પામવો હરામ છે. વિશ્રાંતિ લીધા સિવાય આ પહેલાં શરૂઆતમાં રેંટિયો તો સંભાળ્યો હતો; છતાં હજી છુટકોજ નથી. વીશ કલાક થયા છે.

વૉરન હેસ્ટિંગ્સના જમાનામાં ઉંચામાં ઉંચુ અને ઝીણામાં ઝીણું સૂતર તૈયાર કરનારની ખોટ નહોતી, એ તો ઇતિહાસ વિદિત વાત છે. એટલે દરજ્જે તો નહિ પણ લગભગ એ સ્થિતિએ, બસેં ઉપરાંત વર્ષો વહી જવા છતાં કંઇક એવુંજ કામ કરનારી બાળા તે આ માલતી! એ થાકી ગઇ છે—ખૂબ થાકી ગઈ છે. કોડીયામાં દિવેલ ખૂટી ગયું છે અને આંખનું તેજ પણ ખૂટતું હોય તેમ ઝાંખઝાળીઆં વળે છે; છતાં યાંત્રિકબળથી હાથ કામ કર્યા જાય છે!

હા...શ, કરતી એકદમ ઉભી થઈ. કામ પતી ગયું છે! પણ ગરીબાઇ આટલી ત્રાસજનક હશે! આવતી કાલની ચિંતા હંમેશ ઉભીજ હોય અને એ ચિંતા મટાડવા માટે આવું રાક્ષસી કામ કરવુંજ જોઇએ? રે દયાજનક દીનતા! અફસોસ, હજારો અફસોસ આ સ્થિતિ પર!

માલતી સૂઇ ગઇ. પણ ગરીબાઇમાં તે કદિ કંઇએ સુખ જણાયું છે ખરૂં? સ્વપ્ન સૃષ્ટિમાં ભયાવહ સ્વપ્નો એને ભડકાવી મૂકે છે. અચિંતી બૂમ પાડી જાગી ઉઠે છે. જાગે છે તો દિવસ ખૂબ ચડી ગયો છે!

# પ્રકરણ ૨ જું.

## અન્યાય.

શિશિરનો પ્રભાતનો કંપાવતો ઠંડો પવન માલતીના ખંડમાં પણ ચમકારા કરી રહ્યો હતો. રાત્રિનો અથાગ શ્રમ અત્યારે દાખવતો હતો. હાડકાં દુઃખતાં હતાં અને બેચેની પૂરેપૂરી હતી. તેના કિસ્મતમાં લખાયલો ટાઢો રોટલો તે ખાતી હતી.

તેના બારણેથી ઘસાઇને પસાર થતી એક બાઇને જોઇ તેણે મીઠા અવાજે કહ્યું:–" બહેન સીતા, તમે તમારી શેઠાણીને જણાવશો કે તેમનું આપેલું કામ ચૂકતે પતી ગયું છે. એને લઇ હું થોડા વખતમાંજ ત્યાં આવી પહોંચીશ."

માલતીના કામથી એ છક્ક થઇ ગઇ.

"વાહ ! ઘણી ઝડપ કરી કહેવાય ! શરીર સાચવજો. પૈસા તો છેજ ને !"

"હા, બહેન; પણ મને એવી ટેવ પડી ગઇ છે." મલકાતી મલકાતી બોલી.

"તમે બહુ કામ કરો છો, એ હું ફરીથી જણાવું છું," જાણે દયા ખાતી હોય એવા સ્વરે ફરીથી યાદ આપી. "જુઓ, તમે દેવાં ગમી જાઓ એવાં રૂપાળાં છો; એની કંઈ કિમ્મત સમજો છો ! જુવાનીનું રહ્યું ઘડપણમાં કામમાં આવશે. આ રીતે તમે સુખી નહિ થઇ શકો, માનશો?"

" એટલે ?"

"એટલે ? વિલાસને ઓળખો છો ? જુવાનીમાં વિલાસનો સંબંધ ન હોય તો જીંદગી એળે સમજવી !"

"હા, ઓળખું છું ! આપણાં વિલાસિની બહેનને ! એમનો મને ઝાઝો પરિચય નથી. દાદર પર ગઇ કાલે મળ્યાં હતાં. એજ ને ?"

પરાણે હસવું ખાળી રાખી જવાબ વાળ્યો.

" માલતી બહેન, તમારે એમને પણ ઓળખવા જેવાં છે. ભાગ્યવાન છે, માયાળુ છે અને બહુજ શોખીલાં અને મોજીલાં પણ છે."

"હા, એ બહેન છે તો અઢારેક વર્ષનાં. જુવાન છે અને તમે કહો છો તે પ્રમાણે અલબેલાં કહી શકાય !"

"અને એ તમારે માટે ઠીક છે: એ આનન્દ પ્રાપ્તિનું રામબાણ સાધન છે !"

"તે કેવી રીતે ?"

"આ જમાનામાં નામ ગુણ પ્રમાણે પડાય છે, પણ નામ પ્રમાણે ગુણ ધરાવવાનું વ્યાજબી નથી મનાતું. સીતાની નાની ઉમરમાં એને એવા એક સજ્જન સાથે પાનું પડયું કે ખવાસણીની જીંદગી ધૂળ થતી સુધરી ગઇ. આજે ખવાસણી હોવા છતાં પણ રાણી સમો વૈભવ ભોગવવા માટે બહુ હરકત નથી. એ શેને પ્રતાપે સમજી શકો છો, માલતી બહેન ?"

"ના; સમજું છું ને નથી સમજતી !"

"બહેન, અત્યારે તો હું જઉં છું, વળી બીજી વખતે !" મમરો મૂકી ચાલ્યા જવાનું ઠીક ધાર્યું.

માલતીને એનો સહવાસ પસંદ આવ્યો, પણ હૃદય ડંખતું લાગ્યું. અત્યારની આપદા સરખાવતાં તેને વિલાસની મોહકતા મીઠી લાગી. જેમ જેમ તેને તે ભૂલવા મથતી તેમ તેમ તેની આંખો આગળ એનું કલ્પિત ચિત્ર રમૂજી ખેલ કરવા લાગ્યું.

વધારે વિચારને અવકાશ નહોતો. મનોહારી પાસે કાંતેલું સૂતર લઈ ઉઠી. પાસેજ ઘર હતું. સાંકળ ખખડાવી તાર પહોંચાડયો. તારનો જવાબ મળ્યો અને બારણું ઉઘડયું. હસતા મ્હોંડે એ એને અંદર લઈ ગઇ.

"તમે કેવા નિમકહલાલ અને તાબેદાર છો ! મને તમારા કામથી ખૂબ ઉમળકો આવે છે !"

"તમારી એ મહેરબાનીનું ફળ છે !" શરમાતી પગ સાથે રમતી નીચે જોઇ ઉભી રહી.

"તમારૂં આવું સુંદર કામ જોઇ સૌ કોઈ ખૂશ થાય, એમાં નવાઇ નથી. એ મારી મહેરબાની નહિ, પણ તમારી મહેનતનું ફળ છે !" વળી 'વખાણી ખીચડી દાંતે વળગે નહિ' એ વાત યાદ આવવાથી ઉમેર્યું–"ઠીક છે, પણ મારે તને આને માટે શું આપવાનું છે ?"

આ અણધાર્યા સવાલથી તે મૂઝાઈ ગઇ એટલે સાધારણ જવાબ આપ્યો:–"તમેજ કહોને ?"

"બે રૂપિયા આપવા જોઇએ ! બધાને હું આ પ્રમાણેજ આપું છું. પણ હું જણાવું ત્યાં આને આપી આવવું પડશે !".

તીર ભોંકાય એથી પણ ભારી વેદના એને અંતરમાં થવા લાગી. આવો ગણતરી વિનાનો બદલો તેણે ન્હોતો ધાર્યો.

રમાબાઇને ઘેર માલતી ઉપડી. રેશમને સુંદર રીતે લપેટી મન-ગમતું બનાવી દેવામાં આવ્યું હતું. ઘણી

મહેનતે રમાબાઈને ત્યાં પહોંચી રેશમનું બંડલ સુપ્રત કર્યું. "આપ તપાસી લઇ રજા આપશો!"

"તપાસવાની કશી જરૂર નથી. મને વિશ્વાસ છે."

"બાઈની તબીયત ઠીક નહિ હોવાથી મારે આવવું પડયું!"

"ઠીક, એ તો મટી જશે" કશી પણ દરકાર વિના કહી નાખ્યું "મારે એકાદ બે દિવસમાં બહાર ગામ જવા વિચાર છે, એટલે મારે આનું બિલ ચૂકવી દેવું છે. લે. આપી દેજે!"

પાંચ રૂપિયા. મહેનત કરનાર, શરીર અને ટાંટીઆ તોડે અને વગર મહેનતે ગરીબો પર તાગડધિન્ના કરનાર ધનાઢય સજ્જનો! આ અન્યાય શું પ્રભુ સાખી રહેશે?

"જેવી આપની મરજી!"

"તું એક કામ કરશે કે?"

નકારને બદલે હકારજ શોભે ને?

"ચંદ્રનિવાસમાં જવાનું છે!"

"વારૂ!"

"તેનો આ બદલો!" એમ કહી ચાર આની આપી.

"જઉં છું!" રમાબાઇએ કહ્યું:—"કેવી ડાહી છોકરી!"

"મારે તેજ રસ્તે જવાનું છે, એટલે મને ધક્કો પડવાનો નથી. આપની આ ચાર આની પાછી ફેંકી."

સવારના નવ વાગી ગયા હતા. માલતી આગળ જતી હતી ત્યાં રસ્તામાં એક નાળામાંથી ધીમું ધીમું વહેતું પાણી તેને ઓળંગવાનું હતું. તેણે ધીરે રહીને પગની પાની પર પથરાયલા સાડલા અને ચણીઆને ઉંચકતાં પગની પાનીનો ભાગ સૂર્યના તેજમાં પ્રકાશવા લાગ્યો. જાણે તેના તેજથી આલમ છંટાશે!

એટલામાંજ પૂર ઝપકામાં ઘોડાની વિક્ટોરીઆમાં બેઠેલા યુવાનની નજર ત્યાં પડી. તુરતજ ચમક્યો અને એને સર્વાંગ નિહાળવાને આંખ ઉંચકી તો સૌંદર્યના તેજથી તે મોહાયો. રતિની પ્રતિમૂર્તિ માની તેના મીલનનો વલોપાત એક પળમાં વધી પડયો. વિક્ટોરિઆ થોભાવી, એ તેની પછવાડે પછવાડે, લપાતો લપાતો ચાલવા લાગ્યો.

# પ્રકરણ ૩ જું.

## મહેનતની કિમ્મત.

"ચંદ્રનિવાસ" એ છેલ્લી ઢબનું ભવ્ય અને વિશાળ મકાન હતું; છતાં જૂની ઢબ વિનાનું તો નહોતું. "ચંદ્ર નિવાસ" ની માલેકણ એક બાઈ હતી અને તેનું ખરૂં નામ હજી અંધારામાજ હતું. ગમે તેમ પણ એના ખરા નામની કોઇને પણ પરવા હોય એમ જણાતું નથી, કારણ કે તેનું નવું નામ બધાને એનું જૂનું વાતાવરણ યાદ કરાવતું નહોતું. વધારે અજાયબ તો એ હતું કે તે અત્યાર લગી કુમારિકા હતી. 'સરસ્વતીચન્દ્ર' માં 'કુસુમ' નું પાત્ર કુમારિકાના કોડવાળું જડી આવે છે; પરંતુ તેના પહેલાં હિન્દુ સંસારમા આવા દૃષ્ટાંતો નથી. ટૂંકાણમાં તે દુનિયાની દૃષ્ટિએ કુમારિકા હતી જ, પણ એ કુમારિકાના કોડ તો 'કુસુમ' જ સમજી શકતી હતી. સત્યત: કુમારિકા નામને બટ્ટો લાગેલો હતો, જો કોલસાની કાળાશ જાય તોજ તેનું કલંક ધોવાય એમ હતું. તેના યાર રમણચન્દ્રના નામ ઉપરથી જ તે બંગલાનું નામ "ચન્દ્ર નિવાસ" પડેલું હતું. રમણચન્દ્ર હોશિયાર જુગારી હતો. હવે તો એ સુન્દરી રમણચન્દ્રની પત્નીના નામે જ ઓળખાય છે.

માલતીએ હકિકત જણાવી, એટલે તે તેની શેઠાણી પાસે તેને લઈ ગઇ. પૅક કરેલ રેશમનું બંડલ તેના આગળ રજૂ કર્યું. તેણે તેને ખોલી બરાબર તપાસી જણાવ્યું. "આ મારૂં રેશમ નથી. ભૂલ થઇ લાગે છે! મારૂં તો હલકી જાતનું રેશમ હતું. મારા રેશમથી આવું કપડું ન બની શકે!"

હસવું દબાવી માલતીએ કહ્યું:—"એજ, આપનું રેશમ! ભૂલ નથી!"

"હેં! મારૂં?" માલતી મગરૂર બની. "જી."

"ખરેખર રેશમની જાત બદલી નાખી છે. આ કામ કરનારના હાથ ખરેખર જાદુઇ શક્તિવાળા હોવા જોઇએ કે તે દેવલોકમાંથી ઉતરી આવેલી હોવી જોઇએ."

માલતીને ખૂબ આનંદ થયો. તેનો હર્ષ માતો ન હોતો. પણ તેનું ફળ! અફસોસ!

"પણ મારાથી આટલા અલૌકિક કામને ઘટતા પૈસા આપી શકાશે નહિ, એમ મેં એમને ઘણીક વાર જણાવેલું. હર વખત નવ રૂપીયા આપું છું. આ વખતે સાડા નવ આપવાજ પડશે. કેવું સુન્દર કામ! ઠીક, પણ તારે જરા વાર થોભવું પડશે!"

એ હવે "જરા વારથી" કંટાળી ગઇ હતી લેખન

પોર્ટ-ટેબલ પર જઈ એણે હિસાબ લખી દીધો, અને એક પત્ર દીવાન પત્ની સાગરિકા પર લખી દીધો.

"જો બા, આ કાગળ લઇ લખેલા સર્નામા પ્રમાણે જા. મારા બધા માણસો આજે બહુજ અગત્યના કામ સર રોકાયલા છે, એટલે એમને હું આ કામ આપી શકું એમ નથી. માટે આને અકબંધ કરી આપું છું તેજ પ્રમાણે ત્યાં લઇ જઇ આપી આવ અને પૈસા આપે તે લાવજે."

કિસ્મત, ગરીબ કિસ્મત! હજી પણ જે જોવાનું હોય તે જોઇ લે!

ત્યાંથી બહાર નીકળતાં નોકર ચાકર વચ્ચે થતી નીચે-ની વાત તેને કાને અથડાઇ:–

'જોયુંને! બારીએથી ક્યોક ડોકીયાં કરતો હતો તે?'

"હા—કેમ નહિ! હા, પણ છે તો એજ!"

"માધવજ-દિવાન સાહેબના માનવસેન!"

"એ આમ ડોકીયાં શીદ કરતા હશે?"

"કદાચ—"

માલતી વધારે વાતચીત સાંભળી શકી નહિ, તે મકાનનાં પગથીઆં ઉતરી ચાલી. તેને લાગ્યું કે તેની પાછળ પાછળ એક પુરૂષ લાગેલો હોવો જોઇએ છતાં મારી ભૂલ છે' એમ મનને વાળી આગળ ચાલીજ જતી હતી.

વળી વિચાર આવવા લાગ્યા. આજે તેણે નજરો નજર તેને મળેલો અન્યાય નિહાળ્યો હતો. આ અસહ્ય અન્યાયનો દાહ કેમે કર્યો ભૂલી શકાતો નહોતો. તેના કામની કદર સાડા નવ રૂપિયા તો થઈ ગઈ! કેટલો ગઝબ!

છેવટે તે યોગ્ય સ્થાને આવી લાગી. સિપાઇએ જ પ્રશ્ન કર્યો:–"અરે, કિધર જાતી હૈ! ખડી રહે!"

રડુ રડુ થઈ રહેલી બાળાએ લલિત કંઠે બધું સમજાવી દીધું. તેને અંદર જવાની રજા મળી.

પાસેનાજ ખંડમાં તેને રોકવામાં આવી. થોડીક વારમાંજ નોકરે આવી અંદર જવા વળી સૂચના કરી.

એક એકને ભૂલાવે એવા મનોરંજક સાહિત્યથી શોભી ઉઠતા ખંડને વટાવી જવા લાગી. મખમલના ગાદી તકીઆ, બનારસની ઉત્તમ પ્રકારની શેતરંજીઓથી શોભતાં લાંબ તળીઆં અને બીલોરી કાચના મોટા મોટા તકતા ઝગઝગ થઇ રહ્યા હતા. કેટલીક નગ્ન છબીઓ બિભિત્સતા-માં વધારો કરતી હતી. સર્વત્ર વિષય વાસનાને પ્રદિપ્ત કરે એવી વાનીઓ બ્હેક બ્હેક મારી રહી હતી. સૌગન્ધિક અત્તરોનો તનમનાટ જરાયે ઓછો નહોતો. માલતીએ છેક છેલ્લા ખંડમાં પ્રવેશતાં, ઉત્તમ પ્રકારના ભપકામાં વિરાજીત લાવણ્યના ઓજસથી ઝળકી રહેલી રમણી જોઇ.

## પ્રકરણ ૪ થું.

### સાગરિકા.

સાગરિકાની ગણના રમણીમાં થતી હતી. લાવણ્ય-પ્રભાની વિહારભૂમિ જાણે આ ન હોય એમ લાગી આવતું. તેત્રીસ વર્ષ પૂરાં થવા આવ્યાં છે, છતાં તેની મુખછવિ કૃત્રિમતાના અતિશય ઉમેરાથી, સફાદાર દીસી આવતી હતી. તેના કાળા ભમ્મર જેવા શ્યામલ બાલ-લટોમાંથી તેનું વદનકમળ બહાર નીકળી આવતું હતું. કાળી કીકીઓ ચકોરતાનું પ્રમાણ આપતી હતી. તેનામાં અજબ આકર્ષણ શક્તિ હતી, જ્યારે એ બોલતી, ત્યારે 'માનિની' કહેવાનું સ્પષ્ટ થઇ આવતું. તેનામા જાત અભિમાન એકદમ વધારે હતું. પોતાના રૂપના તારીફની એ ખૂબ ભૂખી લાગતી હતી. તેનાં જે કોઈ બણગાં ફૂંકે તે તેના સ્નેહી ગણાવામાં વિજયી તથા ભાગ્યશાળી નીવ-ડતા. તે તેના રૂઆબથી બધાને છક્ક કરી નાખવા મથતી અને એમ છતાં તેનાથી વધારે પ્રભાવશાળી વ્યક્તિ તેના જોર અને દમામને હંફાવનાર હરીફ નીકળી આવે, તો પણ તે એકદમ પોતાનું જતું કરે એવી નહોતી. એનું અસીમ ધૈર્ય એજ સમયસૂચકતા, તેના રૂપની અપૂર્વ છટા જોઇ જાણે અજાણે પણ સૌ કોઇ અંજાતું અને નમ્યું આપતું. આમ છતાં તે તેના ખૂશામતીઓને ઓળખતી અને લાગ આવે ઘડીના છઠ્ઠા ભાગમા તેમની ઝાટકણી કરી નાંખતી. તેના તેજથી સર્વ કોઈ છવાતું. સ્ત્રી સમાજમાં તો તેની દૂરદર્શિતા ખાસ કરીને પંકાતી. હાથીદાંત જેવી ધવલ દંતપંક્તિ, નાજુક અને કોમળ તથા લચકાઈ જતી ડોક અને સુગોળ કરપલ્લવ, તેના આવા રૂપમાધુર્યમાં માર્દવનું તથા અંજનનું કામ કરતાં.

આવી રૂપસુંદરી પાસે માલતી આવી ઉભી. દાસીએ બંડલ તપાસી જોયું. દાસી કામથી અજાયબ થઈ તેની શેઠાણીને કંઈક કહેવા જતી હતી, પણ પોતાની શેઠા-ણીને વિશાળ આયનામાં વદનનિરીક્ષા કામથી જરાપ

પરવારેલાં નહિ જોતાં એ ગળે આવેલા શબ્દો પાછા ગળે ઉતારી દીધા. જ્યારે પોતે આયનામાં પોતાના રૂપને ધરાઇ ધરાઇને નિહાળી રહ્યા પછી પરવાર્યાં, એટલે તરતજ માલતીને ઇશારતથી પોતાની પાછળ આવવાનું જણાવી પોતે પોતાના ખંડમાં Private Room-ગઇ.

સાગરિકાને હજી પોતાનું જ ભાન હતું. માલતીએ જ્યારે તેના આગળ આપેલો પત્ર ધર્યો, ત્યારેજ પોતે પોતાની નિદ્રામાંથી-સૌન્દર્યના વિચારમાંથી જાગી. પત્ર નીચે પ્રમાણે હતો:—

સં૦......ના પોષ સુદી ૧૨

શ્રીમતી સાગરિકાબાઇ,

રાજમહાલય

મોકલાવેલા રેશમના વણાટના એકંદરે રૂ. ૫૦) અંકે પચાસ છે. તે આવનાર બહેન સાથે મોકલાવી આપી સેવકને આભારી કરશોજી એવી આશા છે. અન્ય કામ સેવા ફરમાવી સ્નેહમાં અનન્ય અભિવૃદ્ધિ કરશોજી. હાલ એજ, તસ્દી માફ.

લી. આપનીજ
'રમણચન્દ્ર પત્ની.'

સાગરિકા નાણાંનો હિસાબ જોઇ હેબકી ગઇ. કંઇ ભૂલ તો હતી જ નહિ. એકવાર વાંચ્યું, બે વાર વાંચ્યું, પણ એમાં કશો ફેરફાર થયો જ નહિ. છતાં ફરીથી તેણે, ભૂલ તો થઈ નથી, એમ જાણી પૂછ્યું:-" આ ફરી વાંચી જુઓ જો ! આમાં કંઇ ભૂલ તો નથી ને ?"

એમ કહી તેણે તે કાગળ તેના આગળ ધર્યો. તે રૂ. ૫૦) વાંચી ત્યાં ને ત્યાં જ ઠરી ગઇ. હાય નશીબ ! મહેનત કોણ કરે અને કોણ રળે !

"હું તેમાંનું કશું સમજી શકતી નથી. આપ ગમે તેમ વર્તવા સત્તાધારી છો ! હું તો ચીઠ્ઠીની ચાકર; વધારે શું કહું ?"

"ત્યારે તું મને એમ સલાહ આપે છે કે આ નાણાં હાલ ન ચૂકવી આપવાં, કેમ ?

"જરાયે નહિ. હું સલાહજ કયાં આપું છું. આપ શ્રીમતી. એ પૈસા હાલ આપી શકો છો. એ પૈસા હમણા જ આપવા જોઇએ, એમ કહી શકાય !"

"નહિ બને એમ ! હું તે નાણાં મારા નોકર સાથે મોકલાવી આપીશ !" સાગરિકાએ માન ખંડિત થયું હોય તેમ જણાવ્યું.

"અને હું કેમ નહિ? મને ન આપવા તૈયાર હો, તો જરાક કારણ જણાવશો ?"

"આટલો બધો મિજાજ ? વારે, આમ ભવાં ચઢાવવાનું તને કોણે શિખવાડેલું છે ?"

"તો આપ જણાવશો કે, આમ મારામાં અવિશ્વાસ કરવાનું કારણ ? હું ગરીબ ભલે છું, પણ સચ્ચાઇ અને પવિત્રતા એ મારો પ્રાણ છે, એ આપ જાણો છો ખરાં કે ?"

આમ તડ ને ફડ બોલી જનારી બાળાથી પોતાને અપમાન લાગ્યું. માન ઘવાયું. પરંતુ આ વસ્તુ સ્થિતિ પલટાવ્યા સિવાય છુટકો જ ન હોતો. આજ ઘડીએ દાસી આવી હતી એને ઉદ્દેશીને કહ્યું-" જા અને એમને જણાવ કે અત્યારે ઘણા જરૂરના કામસર રૂ. ૧૦૦૦)ની જરૂર પડી છે.

દાસી આજ્ઞાનુસાર ચાલી ગઇ. વળી ફરી બન્ને એકવાર એકલાં જ રહ્યાં. મૌનભંગ કરી સાગરિકાએ કહ્યું:— "બહેન, તમે અહીં કયારનાં રહ્યાં છો ?" સામું જોયા સિવાય પૂછ્યું.

"આ રેશમનું કામકાજ કરનાર જ હું છું. હું તો આજ સવારે એમને ત્યાં ગઇ હતી. એટલે મને એમણે આપને ત્યાં મોકલી છે. હું તેમને ત્યાં નોકરી કરતી નથી."

"ઠીક; તારાં માબાપ શો ધંધો કરે છે ?"

માલતીની આંખમાં આંસુ છલકાયાં. "મારી વહાલી મા કયારનાં ચાલી ગયાં છે. એનો ભાવ ભૂલ્યો ભૂલાય એમ નથી. એ 'ન જાણ્યું, જાનકીનાથ ! પ્રભાતે શું થવાનું છે !' એ પ્રમાણે એકાએક મને મૂકી ચાલી ગઇ છે !" આટલું પરાણે બોલી એનાથી વળી રડી દેવાયું. બોર બોર જેવડાં આંસુ ગાલપર ટપકવા લાગ્યાં.

સાગરિકા તેના એ દુઃખથી દુઃખી બની. આશ્વાસન આપતી એ બોલી:-"કિસ્મતની બલિહારી જુદીજ છે. ઈશ્વરે જે ઘડીએ જેવું સર્જ્યું હોય તેમાં આનંદથી મોઝ માનવી એ આપણું કામ છે."

વળી બન્ને શાન્ત થયાં.

"અને તમારા બાપ કયારના નથી ?" સાગરિકાએ યાદ આવતાં પૂછ્યું.

"મારા બાપુ વિષે તો હું કશું જાણતી નથી હા-મારી બા વિષે બધું જાણું છું મારી એ માડી તો મને ઘડીએ ઘડીએ યાદ આવે છે અને એ હૈયામાં કોતરાઇ રહી છે. હુ નહાની હતી ને, ત્યારે તો એ મને બચીઓથી જ નહવરાવી મૂકતી; પણ હવે શું ? હું એક ગરીબ, નિરાધાર માબાપ વગરની દીકરી છું, એમ માનો ને !" ડસકાં લેતી બોલી.

સાગરિકા ઉભી થઇ અને તેની દયા ખાતી ખાતી ત્યાંથી પોતાના પાસેના ખંડમાં ગઇ માલતીને. પણ એનું ભાન થયું. આંસુથી ખરડાયલા ગાલ લૂછી નાખ્યા.

દાસી આવી અને નાણાં ચૂકવાઇ ગયાં જતી વેળાએ સાગરિકાએ તેને કઇક બોધના બે શબ્દો કહ્યા. સાથે શરૂઆતમાં કહેલા શબ્દો ભૂલી જવા પણ ઉમર્યું હોત, પણ પોતે કોણ છે એનું ભાન થતાં કડક બની. માલતી ત્યાંથી એકદમ ચાલી ગઇ.

# પ્રકરણ ૫ મું.

## સુમતિનાથ.

ત્યાંથી નીકળતાં માલતીને તેની પાછળ કોઈ પડયું હોય એમ સ્પષ્ટ લાગ્યું. રાજમહાલયનાં પગથીઆં ઉતરતાંજ તેને તેનો સાક્ષાત્કાર થયો. દ્રષ્ટો દ્રષ્ટ મળે તે પૂર્વે નજર ચૂકાવી દીધી. તે ગભરાઈ કે આનન્દ અનુકમ્પ થયો તે તે બરાબર ન સમજી શકી. છતાં આ બધું અહેતુક હશે, એમ ધારી પોતાની ભૂલ કબુલ રાખી, નકામી શંકાશીલ બની એનો વિચાર કરી અર્થાત્ સભ્ય વિચાર કરી આગળ જવા માડયું. વળી કંઈક વિચારતાં એણે ઉંચે જોયું તો તેજ ફરીથી દૃષ્ટિ મીલન થઇ ગયું.

ઘણીકવાર એવા બનાવો પણ બને છે કે અચાનક અમુક સ્ત્રી સાથે પુરૂષનું દૃષ્ટિમીલન થઇ જાય છે અને આગળનો લેશ માત્ર પરિચય નં હોવા છતાં પણ તેમનાં હૃદયોનું અરસપરસ ખેંચાણ થવા માંડે છે. કેટલીકવાર એવા પ્રકારનું આકર્ષણ જેમ વિકારમય અને સહેતુક હોયછે, તેમજ કેટલીકવાર એ આકર્ષણ નિર્વિકાર અને નિર્હેતુક હોયછે એવો માનસશાસ્ત્રવેત્તાઓનો અભિપ્રાય છે. અહીં કયો હેતુ હશે તે હાલ કહી શકાય નહિ.

માલતી લજ્જાથી બેહોશ થવા લાગી અને કશો માર્ગ સૂઝયો નહિ. એટલામાં જ તેનો માર્ગ નિરોધતો પુરૂષ આવી સામો જ ઉભો રહ્યો.

"મારા આવા દેખાતા અવિવેકથી તમે ગુસ્સે નહિ થાઓ એવી આશા છે." આટલું કહી એવી મીઠી વાણીથી તેને તરબોળ કરવા લાગ્યો કે ઘડી ભર માલતીને શું કરવું તે સમજાયું જ નહિ.

"ભાઇ, તમે એક અજાણ્યા માણસ છો અને વળી તમે સદ્‌ગૃહસ્થ દેખાવો છો; તો આવી રીતે એક બાઇને રોકી ઉભા રહેવું ઘટે નહિ. ખસી જાઓ અને મને જવા દ્યો" તેણે તેના રૂપાની ઘંટડીશા સ્વરથી હિમ્મત એકઠી કરી માર્ગ આપવા જણાવ્યુ.

"આખી દુનિયાનું તેજ જાણે આપનામાંજ આવી ભરાયું હોય, એમ લાગવાથી મને તમારી સાથે બે ઘડી નિર્દોષ વાતચીત કરવાનું મન થતાં આ બેઅદબી લાગે તો માફ કરશો." કોઇ નાટકીય ઢબથી બબડી ગયો.

શરમથીજ ગાલ પર શેરડા પડવા માંડયા હતા. આ સ્થિતિ અસહ્ય તો હતીજ એટલે એ રડુ રડુ થઈ ગઈ. પરાણે વસ્તુસ્થિતિ સમજાવતાં માલતી બોલી:—

"બોલવામાં જેટલા નિર્દોષ લાગો છો, એટલા વર્તનમાં નથી લગતા. મને જવા આપો અને મારૂં વધારે અપમાન થતું અટકાવી દ્યો." એમ ઠપકાભરી આંખે બીજી ગમ ફરી જઇ, આગળ જવા માંડયું. બારેક પગલાં ભાગ્યે ગઈ હશે એટલામાં તો ફરીથી એ એના સામે આવી ખડો થયો.

"હું કંઇ અપમાન કરનાર બદમાસમાંનો એક નથી !" વિનવણી કરવા લાગ્યો.

ઉપરા છાપરી મિઠાશ ભર્યા શબ્દોથી ભિંજવવા બધા પ્રયાસ કરવા લાગ્યો. આવા સંજોગોમાં સમાજ કેવુંક ધારી લે એનું એને ભાન થયું. સુભાગ્યે આ એકાન્ત રસ્તો જેટલો જણાતો હતો તેટલોજ દુર્ભાગ્યે ભયાનક પણ ગણી શકાય. મનની આવી સંકડામણમાંજ ઇશ્વરની સહાય આવી હોય તેમ કોઇ પુરૂષનું આવવું થયું. જેને જોતાં વેંતજ યુવાન સ્થંભી ગયો.

"માધવ–માધવ–આ તારી ઉચ્છૃંખલ વૃત્તિની તો હદ થાય છે! ધોળે દહાડે અને ભર બજારે આ ધૃષ્ટતાની શિક્ષા અક્ષમ્ય લેખાય, એનું તને ભાન છે કે? આ એક નિર્દોષ બાળાને આમ સતાવવામાં જરાયે શરમાય છે કે?"

માધવસેન એ સદ્‌ગૃહસ્થને જોતાં વેંતજ દબાઇ ગયો હતો. નરમાશથી તેણે જવાબ વાળ્યો:—

"કાકા, અત્યાર લગી આ બાળાને મેં એવું કશું કર્યું નથી કે જેથી મારા કુળને લાંછન લાગે. મને પણ ખાતરી છે કે તમારો એ બાબતમાં મારા પર એટલો વિશ્વાસ છે જ!"

"માધવ, આપણી ઇચ્છાએ આપણે બીજાને ચાલવા ફરજ પાડીએ, એ પણ એક અન્યાય તથા પાપ છે! અને બહેન, તું બેફિકર રહે: હું તને તારે રસ્તે પહોંચાડીશ."

છેલ્લા શબ્દો માલતીને ઉદ્દેશીને હતા. ઉપકાર તળે આવી હોય તમ માથું નમાવી 'ચન્દ્રનિવાસ' ભણી ચાલી.

'સુમતિનાથ' આવનાર માણસનું નામ હતું. જતી હતી તે વખતે એણે માલતીને પૂછ્યું:—"બ્હેન, તારે કઇ જવું છે?"

"ચન્દ્રનિવાસમાં."

"તમે પેલા માધવને પહેલાં કદિ જોયેલો કે?"

"જી ના, આજે જ પહેલીવાર!"

"ધારો કે હું ન આવી પહોંચ્યો હોત તો તમને એ યુવાન સાથેનો સંબંધ પ્યારો થાત કેમ! બહેન, તારા

હૃદયમાં જેવું હોય તેવુંજ કહેજે હોં! હું ધારું છું કે તમારા બન્નેની મુરાદ એકજ હોવી જોઇએ, નહિ?"

"ઠીક; ગરીબ થવું એટલે સર્વ દુર્ગુણને તાબે થવું—ગુલામ થઇ સડવું એવો અર્થ જગત્ કરે છે અને એમાં મારો સમાવેશ કરો છો, કેમ? પણ કહું છું કે ગરીબાઇમાં જે છે તે તવંગરોમાં નથીજ તે ધ્યાન રાખશો." જરાક જોશમાં બોલી તેનાથી રડી દેવાયું.

"રડ નહિ બહેન; મારો વિચાર તારી પરીક્ષા કરવાનો હતો, પણ તું પરીક્ષાથી પર છે. વારુ, તમારું નામ?"

"માલતી."

"માલતી? ઠીક; મને તમારા બાપુને સ્થાને માનજો. તમે રૂપવતી છો એટલે યાદ રાખવું કે રૂપ એ ભૂતકર્મનાં ફળરૂપે આ અવતારમાં એ અતૂલ દોલત છે. તેને જરના લોભથી કે કોણ વૈભવની આશાએ પ્રેરાઇ વેડરી ન દેવાય. ઉચ્છિષ્ટ અન્ન થતાં તેની કિમ્મત ટકાની પણ રહેતી નથી. સાંસારિક જનો જેને સુખ કહે છે, એ ખરૂં સુખ નથી. એની પામરતાથી ન લોભાવું એ વીરલાનું અને સદ્‌ગુણીનું કામ છે! બહેન, આ મારી શિખામણ નજીવી છે, પણ હૃદયમાં કોતરી રાખજો. એમાં બધું છે! ફરીથી કામકાજ પડે તો મને જણાવજો! આ 'ચન્દ્રનિવાસ'."

આ પ્રમાણે કંઈક સમકૃત કરી, કંઇક સ્નેહ દર્શાવી, કંઇક નિરાશ કરી અને કંઇક ઉંચા વિચારો બતાવી સુમતિનાથ ચાલ્યો ગયો.

ધડકતે હૈયે સાગરિકાએ આપેલી રકમ 'ચન્દ્રનિવાસ'માં આપી દઇ અનેક પ્રકારના વિચારો કરતી ઘર તરફ ગઈ.

---

# પ્રકરણ ૬ ઠું.

## વિલાસિની.

માલતીના રહેવાના મકાન બાબત ક્યારના જોઇ ગયા છીએ. તેના ઉપલા મજલે એક સંગીત શાસ્ત્રી રહેતા હોવાથી, રાત દિવસ સા...રી...ગ...મ...પ...ધ ની...સા... ના સૂર આલપવામાંજ મસ્ત રહેતા હોવાથી, વાતાવરણ સંગીતમય રહેતું. બાજુ પરની ખોલીમાં એક મજુર, તેની સ્ત્રી અને કેટલાંક બાળબચ્ચાં સાથેના કઠલા સાથે રહેતો હતો. બે ચાર ખોલીઓ વટાવીએ એટલે વિલાસિનીની ખોલી આવતી. એના વિષે કંઈક ત્રીજા પ્રકરણમાં જોઇ ગયા છીએ.

શહેરની કમાણી શહેરના ખર્ચ પ્રમાણે ન હોય તો રહેનારની ત્યાંથી જડમૂળ ઉખડી જવામાં બહુવાર ન લાગે. આ બધાની માલીકણ એક વિધવા બાઇ હતી. એનો ભાડા ઉપર સારો ગુજારો થતો અને બચત પણ ઘણી રહેતી. એ બચત, એના પતિએ કરેલા દેવા પાછળ આપતાં, હજી એ ખાલીજ હતી! મકાન જૂની ઢબનું હતું, કારણ કે સુધારો વધારો કરી શકે એટલી હજી એની ગૂંજાસ નહોતી; છતાં મનોહારી, જે ત્રીજે મજલે રહેતી હતી, તે તેને પૈસાની નવાજેશ પ્રસંગે પ્રસંગે કર્યા કરતી હતી. એટલે માલેકણ એનાથી દબાતી રહેતી હતી અને આટલાં બધાં વર્ષો થયાં છતાં નહિ જેવા ભાડામાં એનું ટટ્ટુ રૂઆબભેર નભ્યે જતું હતું.

માલતી; આજના પ્રસંગથી ચિંતાતુર હતી. અધૂરામાં પૂરૂં એણે ભાડું નહિ ચૂકવેલું હોવાથી એનો અચાનક વધારો પણ થયો. 'દાઝયા ઉપર ડામ' પ્રમાણે તેની પાસે તેજ ઘડીએ ભાડા માટે ઉઘરાણી પણ થઇ.

"આમ ન ચાલે; ભાડું વખતસર ચૂકવાય તે માટે હવેથી ધ્યાન રાખજો, હા બા!"

"સારૂં; હવે એમ નહિ થાય, એમ કરીશ!"

"કેમ ધંધો રોજગાર તો બહુ સારો ચાલતો હશેજ."

"નાજી, હમણાં જરા ઠંડો રહે છે!"

"એમ કેમ? ત્યારે મનોહારી બહેનને વાત કરો તો તમારૂં દળદર ફીટી જાય ખરૂં!"

"હા; પણ બા, કંઈ મીઠા ઝાડનું મૂળ તે ઓછું કઢાય છે જે! અને તેમાંય હાલમાં એમનું શરીરજ ક્યાં ઠીક રહે છે?"

"હા; પણ એક નહિ તો બીજું. વિલાસિની બહેન તમારી પાસેજ રહે છે? ભલું થાય તમારૂં! કહેડે છોકરૂં ને આખું ગામ ગુંદી નાંખ્યું તો!"

"હાસ્તો. પણ.......વિલાસિની બહેન માટે સારૂં બોલાતું નથી. એ તો "નાદાનકી દોસ્તી ઓર જીવકા જાન!"

"હેં! એ વળી કોણે કહ્યું? વિલાસિની બહેન એટલે એકદમ લાયક માણસ! અને ધારો કે તમારે ના બન્યું તો તમારે ક્યાં જન્મારો વીતાવવો છે જે! બસ, કામ પત્યું એટલે ગંગા નાહ્યાં!"

"આપની આ શિખામણ માટે ઉપકાર !" પછી તે મનોહારીને તેનો હિસાબ ચૂકવવા માટે ગઇ અને અથથી ઇતિ લગીનો ઈતિહાસ રજે રજ કહી દીધો. મનોહારીના હૈયામાં ફાળ પડી. ભોપાળું ખુલ્લું પડી ગયું. મનમાં બડબડવા લાગી:–"મારી દલાલી આ સમજી ગઈ છે મને હવે ધક્કો પહોંચ્યો સમજજો !" વળી જેના વડે તે કમાતી હતી તે તો બહારગામ જાય છે ! અફસોસ ! કરતી 'તે વલોપાત કરવા લાગી.

માલતી, મનોહારીના મુખપર વળતી કરચલીઓથી તેના હૃદયના વિચારને વાંચતી હતી. એનો ધીકતો ધંધો આજે નરમ પડવાના સમાચારથી દુઃખી બનેલી સ્પષ્ટ દેખાય છે. એની નિરાશા એટલે માલતીની પણ નિરાશા. હતો તો બાવળનો છાંયો, પણ તેય ખસવા લાગ્યો. માલતીને ત્યાંથી જવા માટે જણાવ્યું. કામ વિનાની પાછી વળતી હતી ત્યાં એક ઝાંખું કિરણ પ્રગટયું. વિલાસિનીને તાકી જોવાની ઇચ્છા થઈ આવી. એને બંધ બારણે આવી ઉભી. એટલામાંજ બારણું ઉઘડયું.

"બહેન માલતી ! તમારા અબોલા છૂટયા જાણી મને આનંદ થાય છે. નોતરને લાત મારી વણ નોતર્યાં છેવટે આવ્યાં, એ પણ સારૂં થયું." અચાનક માલતીને જોતાં કંઇક મજાકમાં, અક્કડાઇમાં અને વળી મિષ્ટભાવે આદરસત્કાર કર્યો.

"બહેન, એવું શા માટે બોલો છો ? તમારે ને મારે કંઇ વેર નથી. તમારે ને મારે કંઇ એવું નથી જે હું તમારે ત્યાં ન આવું ! એટલુંજ કે અમે રહ્યાં ગરીબ; તમે મોટા માણુસ ! હું તમારે ત્યાં ન શોભું !"

"એવું ના ધારો. આપણે બધા સરખા. નથી કોઇ ગરીબ, નથી કોઇ તવંગર ! જુઓ, તમે આવતાં જતાં રહેશો તો બે ઘડી દિલ બહેલાવીશું !" એમ કહી ખડ ખડ હસી પડી !

માલતીને માનભેર અંદર બેસાડતાં તે પોતાનો વૈભવ બતાવવા ચાહતી હોય તેમ બધા દેખાવ કરવા લાગી. વિલાસિનીના વૈભવને જોઇ માલતી પણ છક્ક થવા લાગી. કાશ્મીરી ગાજમ જમીન પર સફાઇથી પાથરેલી હતી. રંગ બેરંગી ઉત્તમ કીનારીવાળા પડદાઓ, લેખન પીઠ, ખુરસીઓ તેમજ ઉંચા ગાલીચાઓ વગેરે તે જમાનામાં અલભ્ય મનાતી વસ્તુઓને નિહાળી પોતે ઉંડા વિચારમાં પડી ગઇ. ખાસ આકર્ષક તો એ હતું કે વિલાસ ભરપૂર સામગ્રીની ઓછપ નહોતી. વિલાસિની પોતે પણ એટલી બધી કૃત્રિમતાથી રગાયલી હતી કે કંટાળો આવે ! મ્હોડા પર પાઉડરના લપેડા દેખાતા હતા. પાનનાં બીડાનો ડુચો મહોમાં ચાલુજ રહેતો હતો. ભીંતો પર પાનની પીચકારીઓનો રાતો રંગ અને સોપારીના બારીક કણ ચોટેલા દેખાતા હતા. તેની કીકીમાં મિઠાશ કરતાં ક્રૂરતાનું કામ ભારે હતું. તેના વાળની લટો પીઠ પર છૂટી રહેતી. તેનું ભરાઉ શરીર ગમી જતું. તેની છાતી પરની કાંચળી તણાતી હતી. વિષયી માણસો માટે નાટકીય ઢબની વેશ્યા જેટલી પ્રિય હોય છે, તેટલીજ પ્રિય આ લાગતી હોવાથી વેશ્યા નામને વધારે બંધ બેસતી હતી.

"તમારા માટે મને કેટલું લાગે છે, એ, ફક્ત ઇશ્વરજ જાણે છે. તમે મારી સાથે આવતાં જતાં રહો, અને પછી જુઓ કે હું તમારામાં આકાશ જમીનનો ફેર કરી નાંખવા સમર્થ જોરાવર છું કે કેમ તે જુઓ ! આપણે બધા સરખા જ છીએ. તમે મારા પાડોશી એટલે મારાં બહેન !"

"ઓહો, હું તમારો શો પાડ માનું !"

"પહાડ બા ઈશ્વરનો માનો ! હું કોણ ? મને તો આ તમારૂં સોના જેવું શરીર કરમાઇ જાય છે, એની ચિંતા થાય છે !"

"હું આટલી ભણેલી ગણેલી, સંગીત આવડે—બધું આવડે, પણ એનો ઉપયોગ શો ?"

"જુઓ એકલું ભણતર કંઈ કામમાં ન આવે ! દુનિયાને તમારા ભણતરની કશી પડી નથી: એ કંઈક બીજું માગે છે. મેં લોકોના ખૂબ ધક્કા ખાધા છે અને આજે ઘડાઈ પાકી થઇ છું."

"દુઃખથી પણ રોટલો રળાતો હોય તો એ કડવો નથી લાગતો હો બા ! પુરતું કામ ન મળે, ત્યારેજ કંટાળો આવે છે !"

"ગમે તેમ પણ અંતે તો નિરાશાજ ! જીંદગી આમને આમ બરબાદ થાય પણ એની પડી છે કોને ?"

"ખરૂં છે બા ! પણ છેવટે ઇશ્વર તો છે જ હોં !"

"ઈશ્વર ! ઈશ્વર છે જ ક્યાં ? જે પાપ કરે છે તેજ જીતે છે, એ તમે શું નથી જોતા ? આજે પુણ્ય સમજી વર્તનારાઓ ડેબાં ખાય છે !"

"સૃજનહારની સૃષ્ટિ સૃજનહારજ સંભાળે ! એના અદલ ઇનસાફ માટે શંકા કરી શકાએજ નહિ. કર્મના ફળ ગમે તેમ ભોગવ્યેજ છૂટકો. મને મળેલો આજનો અન્યાય, એ જગદીશ્વરનો નથી !" માલતીએ પરમાત્માની દયાલુતાનો ખ્યાલ કરાવ્યો.

"ગરીબોના પેટ ચીરીને જ તવંગર લોકો, તવંગર થયા છે, એમ કહેવાની મારે હવે ફરીથી જરૂર નથી. દેશ કાળ હવે બદલાઇ ગયો છે. પારકાની દારૂણ અવસ્થાથી દુઃખી થનારાનાં શમણાં હવે વીતી ગયાં છે. દાન આપી જાતે ભૂખે મરનારા નરેન્દ્રો અને દાનવીરોના વારા હવે વહી ગયા છે ! હવે તો લૂંટારા અને વેપારીઓનાં રાજ્ય સ્થપાયાં છે ! આ હડહડતો કળિયુગ છે !"

"ગરીબનાં ઝુંપડાંમાં જે નરરત્નોની ખાણો જડશે, તે અમીર ઉમરાવની ગગન ચુંબી હવેલીઓમાં નહિ જડે. છતાં અત્યારના જમાના પ્રમાણે 'છોટાનાં નશીબ છોટાં અને મોટાનાં નશીબ મોટાં' કહેવાય છે, તેનો અનુભવ આજ થઇ રહ્યો છે! નોકર અને માલિક–એ બે શબ્દોમાં જેટલો ભેદ સમાયેલો છે, તેટલો જ ભેદ તેમના ભાગ્ય અને સત્કારમાં સમાયલો છે!"

"માટેજ એમની તાબેદારીની બેડી તોડવી અને સ્વચ્છંદાચારી બની આપણે શોખને શોધવો એજ ન્યાય છે."

"સુખ કોને કહેવું એ પણ સમજવા જેવું છે. સુખ, માત્ર પૈસામાં નથી. સુખ સંતોષમાં છે!"

"છતાંય પૈસા વિના ચાલે તેમ નથી જ. એ સિવાય આપણો વહેવાર કેમ નભે?"

"સાવ સાચી વાત: મારી જ વાત કહી. આજે પૈસા નથી એટલે હું મૂંઝાઇને બેઠી છું!"

"હવે ઠીક બોલ્યાં. હું તમારે માટે જરૂર જોઇશ. અને બનતું બધું કરીશ! પણ આવો તો ખરા–જરાક મારૂં ગરીબનું ઘર જુઓ" એમ કહી બધાં કબાટો ખોલી નાખ્યાં માલતી દાગીના તથા કપડાંના ઝગઝગાટ આગળ અંજાઈ ગઈ. આટલો બધો વૈભવ પ્રામાણિક મહેનતથી મળવો એને દુર્લભ જણાયો. વિલાસિનીએ આજે આડો આંક વાળ્યો. એણે મણિમાણિક્યાદિ ઓને ખુલ્લાં કરી દીધાં. માલતી જાત ભૂલવા લાગી.

"માલતી બહેન, આ ઉપરથી મારા સ્નેહી મારા પર શો પ્રેમ દાખવતા હશે એનો ખ્યાલ કરી શકો છો? વળી જુઓ, આ સ્વર્ગીય સુખની લ્હાણ માનવા માટે તમારા જેવી અપ્સરાને દુર્લભ નથી. આટલો વૈભવ છતાં વળી કોઈની તાબેદારી નહિ. નહિ કોઈનું બંધન. કેમ, કેવી મઝાહ?" લાલચનો ટૂકડો માલતી તરફ નાખ્યો; પરંતુ પવિત્ર હૃદયને આ બધું ગમતું નહોતું.

"તમે બહુ ભોળાં છો. જીવે જન્મીને ન માણ્યું તો પછી ક્યારે? આ જીવતર ફોગટ સમજવું. હાલતો તમે જાઓ અને આનો વિચાર કરી લેજો! ફરીથી આવજો બહેન હોં!"

"ભલે!" એમ ફિક્કું હસી ચાલી ગઈ.

---

# પ્રકરણ ૭ મું.

## મીજલસ.

રાત્રિના આઠ અને નવ વાગ્યાની વચમાં રાજમહાલય તરફ ગાડીઓની દોડાદોડ વધારે દેખાતી હતી. આકાશમાં વિદ્યુલ્લતા દીઠી અદીઠી બને, એમ કેટલીયે જુદી જુદી જાતની ગાડીઓનો ઘોંઘાટ થતો અને રાજમહાલય તરફ તે અદૃષ્ટ બની જતો. રાજમહાલયમાંથી દીપકની જ્યોતિનો ધોધ બેસુમાર વહી જતો હતો. અતિથિના આદર સત્કાર માટે નોકર ચાકરોની તૈયારી, કંઈક ઉત્સવની આગાહી આપતી હતી. અધિકારી વર્ગ પણ સાગરના મોજાની જેમ આવતો અને અદશ્ય થઈ જતો. આજ આખું કુટુંબ આનન્દમાં મસ્ત લાગતું હતું. નવોઢા નારીઓ આમથી આમ તેમ ફર્યા કરતી હતી. વાતમાં કંઇ પણ રસ ન હોવા છતાં પણ વાતો થતી લાગતી હતી અને આંખના પલકારા આજે વધી પડયા હતા. સરી જતી સાડીને માથા પર ઠીકઠાક કરવાને બહાને પોતાની ચપલતાનો ચમત્કાર બતાવતી હતી.

નાયકા પણ કિન્નર કંઠે આલાપ ઘૂંટી રહી હતી. આજે તીડના ટોળાની માફક અતિથિઓ ઉભરાઈ જતા હતા. વૃદ્ધ પુરૂષો પણ જુવાનીના ઠસ્સામાં એના સુરને મઝેથી સાંભળી રહ્યા હતા. યુવાન યુવતી આ પ્રસંગે જુવાનીને દિપાવવા બની શકે તેટલું બધુ કરતા હતા. આજે જાણે સૌને ઘેલછા વળગી હોય તેમ એકમેકથી સ્પર્ધા શરૂ થઇ હતી, કોઇ પુત્રીને માટે સારા વરની શોધમાં કે કોઈ પુત્ર માટે સારી કન્યાની શોધમાં ન હોય; અથવા તો જાણે મોજીલાઓની આ રંગભૂમિ ન હોયની એમ જણાતું હતું. કોઇ વિધવાઓ, જે બાલ વિધવાઓ હોવાને કારણે અને વિધવાને લાયક જ્ઞાન નહિ મળેલું હોવાથી તેમની ભર જુવાનીમાં અત્યારનો માદક મિલાવડો અસહ્ય લાગતો હોય, તેમ કોઇ નફટ જુવાનની ચેષ્ટાઓને સહી જતી હતી કે વધાવતી હતી. યાદૃશી ભાવના યસ્ય સિદ્ધિર્ભવતિ તાદૃશી મુજબ બની પણ જતું.

કોઇક અમલદાર, એના તોરમાં ને તોરમાં મૂછોના વાળને વારંવાર આમળતો બડાશો માર્યા કરતો હતો; તો કોઇ પોતાની સાચી સ્થિતિ છૂપાવી સાતમા આસમાનની વાતો કરતો હતો અને આમ પોતાને 'સુકુલોત્પન્ન' હોવાનો દાવો સપ્રમાણ સિદ્ધ કરી બતાવવા આઠે પહોર તૈયાર રહેતો.

સાકરિકા પોતાના સ્વામી સાથે રહી આવનાર મિત્રોને અને સન્નારીઓને માન આપવામાં સહાયભૂત થતી હતી.

આ એક દિવસ એવો છે કે જે દિવસે સૌ સાથે છૂટથી હળી મળી શકાય છે. તેના મુખની શોભામાં આજે ઓર વધારો થઇ ગયેલો છે. બારીક ઉંચા પ્રકારનો ભૂરો સાડલો અને તેના પરની સોનેરી પહોળી કોર કંઇક એવી ઢબની પહેરવામા આવેલ હતી કે તેની આકર્ષકતા મીઠી થઇ પડતી હતી. તેનું ધીરૂં હાસ્ય, રતિ સમાન સર્વાંગ સુંદરતા અને બાહ્યાડંબર–આ બધું અજબ ચમકાર આપતું હતું. આ બધામાં દુઃખદ એટલું હતું કે સતી સ્ત્રીના શીયળના પ્રતાપે ઓજસ્વી પ્રતિભા પડે છે તે એને જોતાં નહોતી પડતી.

સાગરિકાનો પતિ સ્નેહબંધનકુમાર, તેની વયથી ત્રેવીશ વર્ષે મોટો હતો; અર્થાત્ એ આ વખતે ૬૦ વર્ષની ઉમ્મરનો હતો. તે શરીરે એકવડા બાંધાનો, પાતળો પણ મજબૂત હતો. તેનું મુખ ફિક્કું હતું અને ચિંતાની કરચોળીઓ, તેના કપાળપર સ્પષ્ટ પણે તરવરતી હતી. આવા બુદ્ધિમાન પુરૂષનું મ્હો ચિંતા ગ્રસ્ત બની અત્યારે તો દયા પાત્ર લાગતું હતું.

સ્નેહબંધનકુમાર પ્રથમ દિવાનગીરી કરતા હતા, તેમાંથી બક્ષિસ તરીકે છ તાલુકા મળ્યા હતા. ત્યારથી તેઓ એક સ્વતંત્ર ઠાકોર કે રાજા જેવા હોવા છતાં પણ દિવાનના નામથી પંકાતા હતા. સાગરિકા બીજી વખતની પરણેતર હતી. પહેલી સ્ત્રીથી તેમને એક પુત્ર અને બે પુત્રીઓ હતી માતા છેલ્લી છોકરીને જન્મ આપ્યા પછી તુર્ત મરી ગઈ. તેના મરણ પછી ત્રણ વર્ષે સાગરિકા સાથે તેનાં લગ્ન થયાં, જેને હજી લગી કંઇ સંતાન નથી. નવી માતા જૂનીના છોકરાંને દુશ્મન માને છે, એમ છતાં તેને હજી લગી કંઇ સંતાન નહિ થવાને કારણે કે ગમે તે કારણે અહીં એમ નહોતું. ટૂંકામાં તે તેનો પોતાનો પરિવાર માનતી હતી.

પહેલી સ્ત્રી તેની પાછળ પરિવારમાં એક છોકરો અને બે છોકરી મૂકી ગઇ હતી એ આપણે ઉપર જોયું. પુત્ર અઢાર વર્ષની ઉમરનો માધવસેન–જેને આપણે માલતી સાથના પ્રસંગમા જોયેલો છે–બાહ્ય સૌન્દર્યમાં વિશેષ પંકાતો હતો અને ઘણી ઘણી નારીઓનાં મન જીતી લઇ મુરલીધર કાનુડાની માફક ઘણીવાર ગણાતો હતો. તેનું ગૌરવણુ મોહક મ્હો લાખો માણસોની મેદનીમાં ધ્યાન ખેંચે એવું હતું. હોઠ ઘાટીલા, રસ ઝરતા હતા; ઘડીમાં સ્નેહભર્યું હાસ્ય; પ્રસંગે મશ્કરીમાં થતો અંગ મરોડ કે ત્રાસમાં ધ્રૂજાવવાનો પ્રભાવ તેમાં સમાઈ જાય તો નવાઇ નહિ. કોઇ રસિકજન હોય તો હોઠ જોઇ લલચાઇ જાય. આ રાજવંશ કુમારને હદ ઉપરાંત લાડ લડાવેલાં હોવાથી પરિણામ સારૂં ન આવી શકે, એ સ્વાભાવિક છે.

પ્રત્યેક મહેફીલ, નાટક, તમાસો, રંગબાજી, નાયિકાના નાચરંગ અને જેમાં જુવાન પુરૂષની નીતિ જોખમાઈ જવાનો વિશેષ અવકાશ રહે એવા પ્રસંગમાં એની હાજરી હોયજ. પાણીના પ્રવાહની માફક ધનરાશિ ખતમ થાય તોપણ તેને તે બાબતમાં કોઇ પણ પૂછે, એમ નહોતું.

મોટી પુત્રી ચન્દ્રાનના પંદર સોળ વર્ષની લાગતી હતી; બીજી નાની પુત્રીનું નામ–મધુર નામ–અનસૂયા હતું. પહેલી રૂપવતી, ગુમાની અને તમોગુણવાળી હતી. બીજી સુંદર, મીલનસાર સ્વભાવની, શોધક બુદ્ધિની અને અહંતા તેમજ ઇર્ષાથી વેગળી હતી. ચન્દ્રાનના અદેખી અને સ્વાર્થ આગળ અનસૂયાને ગમે તેટલી હાનિ થાય તેથી બેપરવા હતી. અનસૂયા સ્વાર્થ કરતાં નિઃસ્વાર્થને વધારે જોનારી અને તક આવે તો પરાર્થે પ્રાણ પાથરવા પણ તૈયાર રહેતી. અનસૂયામાં રૂપ–ગુણનો ઉભયનો સમાવેશ હોવાથી સૌ કોઈ તેને વિશેષ ચ્હાતું. આ ચન્દ્રાનનાથી ખમાતું નહોતું. તેના રૂપના તેજમાં બધાં અંજાતાં એ ચન્દ્રાનનાથી કેમ ખમાય!

આજ ચન્દ્રાનના સ્વર્ગીય સુખ સમજતી હતી. અનસૂયા સૂર્યની માફક સમવૃત્તિ ધારણ કરી સરખી રીતે આનંદ ભોગવતી હતી. પોતાના તરફ પુરૂષ વર્ગનું ચિત્ત આકર્ષવા ચન્દ્રાનના અથાગ આડંબર અને શ્રમ લેવા છતાં, સરલહૃદયા દૈવી વૃત્તિની અનસૂયા તરફજ તેઓ ખેંચાતા હતા. અતિથિગણમાં અનસૂયાનાં વખાણ સાંભળી ચન્દ્રાનના બળી ઝળી જતી.

જુવાન માધવસેન આજ વખતે સ્નેહીવર્ગ સાથે હાસ્ય વિનોદ કરતો અને સૌની સાથે જ્યાં ઠીક જણાય ત્યાં તે પ્રમાણે વર્તી લળતો હતો. માલતીના હાથથી તૈયાર થયેલ રેશમી ચકની પાછળ સ્ત્રીઓ બેઠી હતી; પરંતુ એ એટલો બારીક હતો કે એથી કશો વિવેક સચવાતો હશે કે કેમ એ પ્રાણુલિકા સાચવનારાઓને પૂછી જોવું પડશે! માધવની ચકોર આંખો પુરૂષ વર્ગ તરફ જેટલી સાવધાનીથી નહિ ફરતી હોય એથી વધારે સાવધાનીથી સ્ત્રીઓ તરફ ઢળતી હતી. સુમતિનાથ પણ આજ અવસરે આવી લાગ્યો. પતિપત્નીએ સ્નેહભર્યા હૃદયના ઉમળકા સાથે એ વૃદ્ધ પુરૂષનો આવકાર કર્યો. તેણે તદ્દન સાદો પોષાક પહેર્યો હતો. તેની રસિકતા, સ્વતંત્રતા, જ્ઞાન, દયાભાવ અને ઉપકાર આંખોમાંથીજ જણાઇ આવતા હતાં.

આવનાર અતિથિ આવી ગયા. હવે નૃત્યનો આરંભ થયો. નાયિકા તેની બધી મહેનત ખપાવવા લાગી. ચન્દ્નગરમાં ગુલબદન નાયિકા મશહૂર હતી. તેણે તેના સુન્દર સરોદે ભારતની મહત્તાને વધારનારૂં નીચેનું ગીત ગાયું:—

જનમ ભૂમિ જનની,
કરમ ભૂમિ જનની,
ધરમ ભૂમિ જનની,
જય વિશ્વતારિણી.

(૧)

તારા નિર્મળ ગગનમાંહી,
ચન્દ્ર સૂર્ય નક્ષત્ર માંહી,

છટા અનુપમ પ્રસરી આંહી,
જ્યોતિધારિણી,
જય જ્યોતિધારિણી.
જનમ ભૂમિ—૦

(૨)

વીરતંત્ર તવ દિવ્ય યંત્ર,
તારો અદ્દ્ભૂત શક્તિ મંત્ર,
સૌ બને છે સ્વતંત્ર,
વિઘ્નવારિણી,
જય વિઘ્નવારિણી
જનમભૂમિ—

(૩)

તારી રજપર શ્રીનિવાસ,
આત્મજ્યોતિનો વિકાસ,
શરદ પૂનમ દિવ્ય વાસ,
સતવિહારિણી,
જય સતવિહારિણી,
જનમભૂમિ—

(૪)

આર્ય જાતિ જન સહુ મહાન,
હિન્દુ, જૈન ઓ મુસલમાન,
તવ ધ્વજને નમે સૌ મહાન,
જગ ઉદ્ધારિણી,
જય જગ ઉદ્ધારિણી,
જનમ ભૂમિ જનની,
કરમ ભૂમિ જનની,
ધરમ ભૂમિ જનની,
જય વિશ્વતારિણી, *

નાયિકાની વાહવાહમાં ગાનતાનનો રંગ જામ્યો.

## પ્રકરણ ૮ મું.

### રંગમાં ભંગ.

જ્યારે જલસાનો રંગ જામ્યે જતો હતો; સ્નેહ બંધન કુમાર, સાગરિકાથી જુદો પડી બીજા અતિથિ સાથે વાત કરવામાં પરોવાઇ ગયો હતો; સાગરિકા આતિથ્ય સત્કારના કામે થાકી ગઇ હોય તેમ સોફા ઉપર આડી પડી હતી, ત્યારે સુમતિનાથનું ત્યાં આવવું થયું. સફાળી તે ઉભી થઈ ગઇ. બન્નેની વાતચીતનો મુખ્ય સવાલ ધનાઢ્ય પુત્ર મોહિનીચન્દ્ર અને અનસૂયાના વિવાહ સંબંધનો હતો, કારણ કે ઉભયના પ્રેમપ્રસંગનો સુમતિનાથને ખ્યાલ હતો. તેણે એ બાબત માબાપની શી ફરજ હતી તે તરફ ધ્યાન ખેંચ્યું. એ સંબંધી વાતચીત કરતાં કરતાં બાજુપરની વિલાસવાટિકામાં તેઓ ઉતરી પડયાં. ફળફૂલ અનેક જાતનાં હતાં વચ્ચોવચ્ચ ફુવારો ઉડી રહ્યો હતો. દીપકોની હાર અલૌકિક હતી. ઠેર ઠેર બાંકડાઓ ગોઠવી દીધા હતા. ઠંડો પવન વાતો હતો. આની અડોઅડ એક નહાનો પણ સુશોભિત રીતે શણગારાયલો ખંડ હતો, જેને ગુપ્તગૃહથી ઓળખવામાં આવતો હતો. અહીં આવવાને માટે એક ન્હાનું દ્વાર હતું. જમીન આરસપહાણના પત્થરથી જડી લેવામાં આવી હતી. આનો ઉપયોગ આવા પ્રસંગે જ થતો.

ગુપ્તગૃહના દ્વાર આગળજ ટેબલ પર કેટલાંક મિષ્ટ પદાર્થો મૂકેલા હતા. તેનીજ પાસે ઉપયોગમાં આવી શકે એ માટે સોનેરી હાથાવાળો તીક્ષ્ણ ધારવાળો છરો પણ હતો.

આ ગુપ્તગૃહમાં સાગરિકા અને સુમતિનાથ દીલ બહેલાવતાં બહેલાવતાં આવી પહોંચ્યાં. તેમના સુભાગ્યે અહીં કોઇ પણ નહોતું.

“ગાંડી, જે વાતને હવે કંઇ સંબંધ નથી તે વાતને સ્મરે શો ફાયદો ? અને એ ભૂતકાળ કેમ ભૂલું ? તારી અનીચ્છા છતાં આ રાજશાહી વૈભવના માલિકને તું પરણી તો હવે એ નિશાને શોધી દિલગીર થવું ઠીક છે ? મારો પ્રેમ જેવો છે તેવો ને તેવો—”

“સુમતિનાથ, ભીંતોને પણ કાન હોય છે તેનું તમે વિસ્મરણ કરતા લાગો છો ? તમારો વધ્યો જતો સ્વર, આપણને દુઃખી કરશે. જવા દ્યો, જે વાતને વર્ષો વહી ગયાં છે, એ વાતને જવા દ્યો.”

“અને—અને જૂનો સ્નેહ કંઇ એમ વિસરાય છે ખરો ?”

* હિંદી ઉપરથી

"તે સ્નેહ ભૂલાય? જ્યાં લગી સૂર્યચન્દ્ર તપે છે, ત્યાં લગી તો નહિ જ. શરીર જીર્ણ થાય છે, પણ સ્નેહ નહિ! આપણો સ્નેહ એટલે પવિત્ર સ્નેહ: દેહને કંઇ સબંધ નથી. પરણ્યા પહેલાં જે બની ગયું તે વિસરી જાઇ એની વાતોને દફનાવી દઈ મારા પિતા તથા પતિની કીર્તિને ઝાંખપ ન લાગે એજ મને શોભશે. સાચા સ્નેહને તો આહુતિ આપવીજ શોભે!"

"સાગરિકા, હું તને કર્ત્તવ્યભ્રષ્ટ કરૂં અને એમ રાજી થઉં એવો હું અધમ નથી તે તું સારી રીતે જાણે છે. આપણી જુવાનીના ધમપછાડા, હવે અટકવા જોઇએ છે, એ હું પણ સમજું છું. તું મારી અતિ પ્રિય બ્હેન છે, એ હવેનો ધર્મ નહિ ભૂલાય! એક તારા પ્રેમની મસ્તીમાં આ જન્મારો હું કુંવારો ફર્યા કરૂં છું. મને અન્યની માયા વળગી શકતી નથી. મારી યુવાનીની આશા, આનન્દ અને અવલંબન–બધું–સૌ તારે માટે જતું કર્યું છે અને તારે માટે મેં શું નથી કર્યું? તારા કુટુમ્બની પાયમાલીને મેં ઉદ્ધારી છે. મારી બધી દોલત ખર્ચી એમાંથી ચગદાતી મેં તને ઉગારી છે કે, વીસુવીઅસ પર્વતના લાવાની જેમ મારો પ્રેમ કોઇવાર બહાર આમ ધસી આવે છે! શું કરૂં! આથી મને ટાઢક વળે છે–બસ હવે એ ભૂલી જઇશ!"

"આપણાં આ પ્રેમશાસ્ત્રનાં જૂનાં પોથાં ક્યાં ખોલવાં!" એમ કહી આંખમાંથી દડદડ વહેતાં આંસુને રોકવા મથવા લાગી.

"સાગરિકા, શાન્ત થા, શાન્ત થા! હવે શા માટે?"

"રે, મેં મારી સખીઓની શિખામણ શા માટે કાને ધરી?–પિતાની ધમકીઓથી હું શાને બ્હીી ગઇ?–માના કાલાવાલાથી શા માટે પીગળી ગઇ? છેતરાઇ શા માટે? તે અમંગળ ઘડીએ હસ્તમેલાપ થવા દેવા કરતાં હું કેમ છટકી ના ગઇ? મારી દુર્બુદ્ધિએ મને દગો દીધો!"

"તું છેતરાઇ નથી! હું તે વેળા ગરીબ હતો–નિરાધાર હતો અને બીજી બાજુ રાજશાહી શોભતી હતી."

"સુમતિનાથ, મને આમ જ ડામવી છે?"

"ડામું છું? કદિ નહિ!" એકદમ ઉશ્કેરાઇ ગયો. જુવાન બની ગયો. સાગરિકાને પોતાના બાહુપાશમાં લપાવી દીધી અને ધવલ કપાળને એક મિઠું ચુંબન દીધું. એક તરફ નાયિકાના સંગીતસ્વરમાં મહેમાનો તરબોળ થતા હતા, ત્યારે અહીં આ સ્થિતિ હતી.

સાગરિકાને ભાન આવ્યું હોય તેમ તેના બાહુપાશમાંથી છૂટી થતી, શરમાતી વેગળી ઉભી રહી.

"હું સમજી શકું છું. મારાથી ખોટું થયું છે. હું ભાન ભૂલતો હોઉં, એમ મને લાગે છે!"

"નહિ, આપણો ભાવિનિર્ણય અત્યારે જ થઈ જવો

"નીતિ અને ધર્મનો નિર્ણય ને? જરૂર, આપણે ન કરવાનું કરી દઇએ તે પહેલાં વિચાર કરી લેવાનો ને? હું એટલો હલકો નથી, એ માની શકીશ?"

"માનવા માટે જરાય વાંધો નથી. વાંધો વર્તનનો છે! હું જેની પત્ની વર્ષો થયાં છું, તેના તરફની મારી ફરજ ન ભૂલાય, એ બસ નથી: મારે મન એ એકજ છે! માબાપે એક વખત ભૂલ કરી તો છો કરી–મારે એ ભૂલો જોવાની નથી. ભૂલો જોનાર અનીતિનો ઇચ્છુક છે. એ ભૂલ જોવાનું કામ, ભૂલ થાય તે પહેલાં જોવાનું છે! પતિ પછી આંધળો, લૂલો, કુબડો કે વ્યભિચારી હો, પણ એ મારા જીવન તંત્રને શોભાવશે–અન્ય નહિ! પણ હિંદુ માબાપો પૈસાનો લોભ છોડી, કુળમાં અને મોટાઈમાં અંજાઇ જવાનું નથી એ ક્યારે સમજશે? ભણાવી કે विशिष्टः विशिष्टेन संगमो गुणवान् भवेत्। યોગ્યની સાથે યોગ્ય સાંધવાનું ચૂકો મા. આવું ઉચ્ચ પ્રકારનું ભણતર ભણાવી આ મારી રાંક દશા બનાવી! અફસોસ! નથી સહ્યું જતું! મારાથી આ જુદાઇ નથી સહન થતી: અંતરની પીડા ક્યાં લગી છૂપાવું! ઓ, આભ તૂટી પડો, પૃથ્વી રસાતલ જાઓ, મને ના તરછોડો!" સાગરિકા ભાન ભૂલી.

"શું બકે છે? બકવાદ છોડ, બકવાદ છોડ!"

"નથી આ બકવાદ! આ દેહમાં સળગતી અગન કેમ સમજી શકો? જુદાઇ ભોગવવા કરતાં હું ગમે ત્યાં આવવા તૈયાર છું. પણ આ નહિ!" આમ બોલતાં જ તે તેને ગળે વળગી પડી.

"ઘેલછા, આમ એકાએક ઘેલછા શાથી? સાગરિકા, દુનિયાની નજરમાં તું કેટલી ધિક્કારાઈશ, તેનો ખ્યાલ તો કરી જો! અને તારે માટે એ પ્રસંગ આવે તે પૂર્વે" ટેબલ પર પડેલો છરો હાથમાં લેતાં, "આ છરાથી હું તને હતી ન હતી કરી નાંખીશ! પણ નહિ, એટલો હું ખૂની બનું તે પહેલાં તું ડાહી થા!"

"ખૂની થવાની બ્હીક લાગે છે?–ના પાડીશ? સુમતિનાથ, માર; ભલે માર, તારા હાથનો એ છરો મને સ્વર્ગનાં સુખ ખોલી આપશે. પ્રેમીના હાથનું મરણ ઘણું ઉત્કૃષ્ટ નીવડશે! આમ ચિરાવું, રેંસાવું, તેના કરતાં મરણ શું ખોટું?"

"જવાદે, જવાદે, તારા એ વિચારો! મર્કટ ને મદિરા પાવામાં માલ નથી. મારી શુદ્ધબુદ્ધ જતાં હું શું શું કરી નાખું, તેનું મારૂં કંઇ ઠેકાણું નથી. એ વિષય ભૂલી જા!"

"મરણથી બ્હીવું?–" પૂરૂં બોલે તે પહેલાં સુમતિનાથની આંખ રાતીચોળ બની ગઇ અને હાથમાંનો છરો આકાશમાં ઉચકાયો.

આનન્દની છોળો પૂરજોશમાં ઉછળી રહી હતી. ગાયિકાના નૃત્ય અને સંગીત સ્વરમાં જોવા સૌ કોઈ તલ્લીન થઇ ગયા હતા; તેની રૂપછટા આ ઘડીએ એટલે વેધક બની ગઇ હતી કે કોઇને કશું ભાન રહ્યું નહોતું. અનુસૂયા, મોહિનીચન્દ્ર સાથે વાતચીતમાં લીન બની ગઇ હતી. આજ અવસરે બધાના કાને કારમી ચીસ આરપાર ઉતરી ગઇ—સર્વનાં હૃદય કંપવા લાગ્યાં. સૌ કોઇ બ્હેબાકળા બની અંદર અંદર પૂછવા લાગ્યા, ઉભા થયા, ચીસની દિશા તરફ દોડવા લાગ્યા.

સાગરિકા લોહીલુહાણ થઇ જમીનપર બેભાન પડી છે ! કોરે સુમતિનાથ હાથમાં લોહીવાળો છરો લઈ ઉભો છે. મહેમાનો આવતાંજ તે એ જગ્યાએથી નાઠો; પરંતુ એમણે એને "ખૂની" તરીકે પકડી લીધો.

# પ્રકરણ ૯ મું.

## દાઝયા પર ડામ.

જ્યારે સાગરિકા અને સુમતિનાથ, ગુપ્તગૃહમાં પ્રેમના ઉભરા ઠાલવ્યે જતાં હતાં, ત્યારે સ્નેહબંધનકુમારને એક નોકરે આવી જણાવ્યું કે આ કાગળ સાથે અમુક માણસો આવેલાં છે, તે વાત માટે રજા માગે છે. પત્ર વાંચતાંજ અંગેઅંગ ધ્રૂજવા લાગ્યું. મીજલસના રંગમાં આ પત્ર નહોતો આવવો જોઇતો, પણ હવે શું થાય? છતાં પૂછ્યું:—"એ ઓ કયાં છે !"

"એ બહારની ઓસરી પર રાહ જુએ છે !"

"કેટલા છે ?" સ્વસ્થતાથી પૂછ્યું.

"ત્રણ." ટૂંકો જવાબ આપ્યો.

"ઠીક, એમને સાથેના દિવાનખાનામાં આવવા કહો !"

"જી" કહી નોકર ચાલ્યો ગયો. ત્રણે જાણે પોતે જ ઘરના માલેક હોય એમ નિરાંતે બેઠા. આગળ બેઠેલો કદાવર, સુંદર દેખાવનો અને મુત્સદ્દી લાગતો હતો. સાથેના બે મારવાડી હતા. તેમની ખૂની લાગતી વિકરાળ આંખો વારેઘડીએ ચમક્યા કરતી હતી.

"તમારૂં નામ શાન્તિલાલ છે, કેમ ?" ત્રિપુટીને આવતાંજ સ્નેહબંધનકુમારે પૂછ્યું.

"આપશ્રીએ બરાબર કહ્યું છે. હું કવખતે આવ્યો લાગતો હોઉં, તો મને માફ કરશોજી. પરંતુ કેશવકાન્ત ધારાશાસ્ત્રીની સલાહ પ્રમાણે તો મારે આજ રાત્રેજ આ કામની બજવણી કરવી જોઇએ. એ કિમ્મતી સલાહને મારાથી વેગળી મૂકી શકાય એમ નથી. મારો હેતુ પત્ર દ્વારા બરાબર સમજાવ્યો પણ છે."

"હું તમારી આવી ભલમનસાઇ માટે ઉપકાર માનું છું; પરંતુ કેશવકાન્ત, આ વાતને અમસ્તા મારીમચડી ભયંકર બનાવે છે !"

"એમ નથી, આપે આપનું દેવું હવે ચૂકવી આપવાની જ દેવું જોઇએ."

"આ તમારો આખરનો નિશ્ચય હશે, નહિ વારૂ."

"જરૂર, ત્યાં લગી આ સાથેના માણસો અહીંજ ટકશે."

"એટલે આબરૂના કાંકરા કરવા છે. એમને ?"

"નહિજી, જે ઘડીએ આપ નાણું ચૂકવી દેશો તેજ ઘડીએ અહીં કોઈ પણ ઉભી શકે નહિ !" શાન્તિલાલ, આંખ ચગાવતો જરા અક્કડાઇથી મુત્સદ્દીની રીતથી બોલ્યો.

"ભલા ભગવાન, એ દેવું કંઇ અત્યારેજ ઓછું ચૂકવી શકાય એમ છે ?"

"બહુ નથીઃ ફક્ત પંદર લાખ" [illegible]થી ટકોર કર્યો, અને પછી ક્રૂરતાથી ફિક્કું હસ્યો.

દિવાનજી પણ આ દશા ! દેવામાં ને દેવામાં એનાં લગભગ બધાં ગામ ગીરવાઇ ચૂકયાં હ[illegible] સત્તા પણ નહોતી. અઢળક ખર્ચ કરનાર રાજવી પા[illegible] ભિખારી બને તો ! "કાલની વાત લગી આ વાયદો [illegible] ઠેલાય ?" ડૂબતો માણસ તણખલાને પકડવા ગયો.

"કોઇ પણ શરતે નહિ."

"આ મારી દશા માટે વિચાર [illegible] અત્યારે ને અત્યારે આ જીદ પકડી રાખશો તો મા[illegible] અન્ય લેણદારો મારી કમબખ્તી કરી નાખશે. [illegible] ! [illegible]ડી થઇ જશે !" [illegible]તિ ગરીબાઇથી કહ્યું. આ [illegible] માનવ [illegible] ખૂ[illegible] થવા લાગ્યો—તેનો આ[illegible] ગયો.

"ખરેખર, કાલ સવારે તમારે [illegible]ણે લેણદારો [illegible] તૂટી પડશે. એ વાત મને [illegible] ને કરી, [illegible] હું [illegible]થી મારો લાભ લે[illegible] છું."

"[illegible] ?"

"[illegible]"

[illegible] ત્યાં [illegible] માઠા સમાચારની [illegible] સાગરિકાને જાણ કરવી પડશેજ. ખરે, આજનો [illegible]નો દિવસ

ધૂળ કરવો પડશે !" પ્યાલામાંથી જરાક પાણી પીવા હાથ લાંબો કર્યો. પાણી પણ ગળે ઉતરી શકતું નહોતું. તેને મૃત્યુ પાસે આવતું લાગ્યું. તેનાથી આ સ્થિતિ સહી જતી નહોતી. મગજ ચકડોળે ચઢયું. નોકર માર્ફતે આજના શોકજનક સમાચારની માહિતી સાગરિકાને કરવા, એક કાગળ લખી મોકલ્યો. નોકર થોડીવારે પાછો આવ્યો અને શોધવા છતાં કંઈ દેખાતાં નથી એમ જણાવ્યું.

આજ વખતે એકદમ માણસોનો ધસારો થયો, "કર છે દિવાન સાહેબ ?" એ શબ્દો કાને અથડાયા. શાન્તિલાલ અને તેના બે સાથીઓ પણ આ શો તમાસો છે, એથી દિંગમૂઢ બન્યા. બનેલો બધો પ્રસંગ જણાવી દેવામાં આવ્યો. સાગરિકામાં શક લાવવો, અથવા સુમતિનાથને દુષ્ટ સમજવો, એ માની શકાયું નહિ. સુમતિનાથને કેદ કરવામાં આવ્યો. માધવ, પિતાની આ દુઃખદ સ્થિતિમાં હિમ્મત આપવા લાગ્યો. વૈદ્યની બધી મદદ ચાલુ થઈ. સાગરિકાના જીવનની આશા આવી. મોહિની ચન્દ્રે હઠીલા શાન્તિલાલ અને તેના ગોઠીઆનું આગમન કારણ જાણી લઈ, જોખમ પોતાપર વહોરી લઈ, વિદાય કર્યા. આખરે સૌ કોઇ ઉંચા દિલે વેરાઇ ગયા.

## પ્રકરણ ૧૦ મું.

## પંદર લાખમાં હરરાજી.

રાજમહાલયનો ઝગઝગાટ, દંક અને કોલાહલ, બધું હાલ બંધ છે. અત્યારે સર્વત્ર અંધકાર છે. મધ્યરાત્રિને વખતે આવી નિરાંત ભોગવવાને બદલે પુસ્તકાલયમાં પિતાપુત્ર–સ્નેહબંધનકુમાર અને માધવ–આમતેમ આંટા મારે છે. ઉપરાછાપરી તૂટી પડેલા દુઃખના પ્રસંગોને નોંધતાં પિતાએ પુત્રને કહ્યું:–"બનાવો આમ બન્યા જાય છે. આ ચિંતામાંથી મુક્તિ મેળવવાનું કામ વિકટ છે !"

"સળગતા ઘરને જોઇ નિરાંત તો કયાંથી મલી શકે. અને ચિંતા.

'ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રંગ ને રૂપ:

ચિંતા બડી અભાગણી, ચિંતા ચીતા રૂપ.

આવી હોય ત્યાં માણસને ફોલી ખાય તેમાં નવાઈ શી ! તમારૂં શરીર તેનો દાખલો છે."

"બરાબર છે. મારા તરફની જે તારી સંભાળ છે તે વ્યાજબી છે. પણ આ દાવાનળ સળગ્યો છે, એમાં કોણ ઝંપલાવશે !"

"કોણ ઝંપલાવશે ? મારો જો સદુપયોગ થઈ શકતો હોય તો આ ઘડીએ હું તૈયાર છું. મને ફરમાવશો બાપુજી ? હવે આ દેહને ગમે તે ફરમાવો, ને ગમે તે કરી નાંખશે !"

"પુત્ર, ચિરંજીવ થા ! હાલ તો બીજું કશું કરવાનું નથી. જો, એક વાગ્યો નથી હજી: રાત્રિનો શુન્યકાર ભયંકર છે, પણ એ ભયંકરતામાંજ આપણે કામ સાધવાનું છે. ગુપ્તચર બની કેશવકાન્ત પાસે જવાનું છે. તેમને ઉંઘમાંથી ઉઠાડી અત્યારે ને અત્યારે અહીં લાવવાના છે."

"એટલુંજ ?" "બસ, એટલુંજ !"

"તો હમણાં જઉં અને કામ સિદ્ધ કરી આવું. દીર્ઘસૂત્રી વિનશ્યતિ–મુલતવી રાખવાનાં માઠાં ફળ !"

"બરાબર છે. વધારે કહેવાની જરૂર નથી લાગતી. સંભાળથી કામ લેવું."

"જી. બીજું કશું ?" "કશું નહિ."

"તો આટલું તો સિદ્ધ થશેજ.

"બહુજ હિમ્મતથી અને ધીરજથી કામ લેવાનું છે હો ! "રણ તો ધીરાનું ધીરાનું," એ ભૂલી જતો નહિ !"

"વાહ, અને બાપુ, તમે પણ કંઈ જાઓ છો કે શું ?"

"એમ ધારવાનું કંઈ કારણ ?"

"કશું નહિ. સહજ જ."

"તું જઇશ તે દરમ્યાન હું પણ જૂના દસ્તાવેજો માટે મથીશ. કેશવકાન્ત સાથે એનો ખપ પડશે. બસ, હવે તું જા. ઉતાવળથી !"

"જી, આ ચાલ્યો !"

"બરાબર છે !"

માધવસેન, પવનવેગે ઉપડયો. તેના જવા પછી તુરતજ સ્નેહબંધનકુમાર પણ ગુપ્તદ્વાર દ્વારા બહાર નીકળી બીજી દિશાએ ઉપડયો. રાત્રિના બે વાગતાં પોતે પાછા આવી ગયા. દિવાના તેજમાં તેનું મ્લાન મુખ છુપી વેદનાની સાખ આપતું હતું. જ્યારે માધવસેનને ત્યાં આવેલો નહિ જોયો ત્યારે મ્હોંપર સંતોષની છાયા પ્રગટી. અર્ધા કલાક પછી કોઇના આવવાનો અવાજ સંભળાયો. બારણું ઉઘડ્યું અને કેશવકાન્તની સાથે માધવ અંદર આવ્યો.

"વ્હાલા દિકરા જા, અને હવે નિરાંતથી આરામ લે.

હવે તારૂં કામ નથી.” માધવસેનને એવી રીતે ચાલ્યા જવાનું સૂચવી કેશવકાન્ત સામું જોયું.

વિશ્રંભ કથામાં તેનો હિસ્સો નહિ જોતાં તેને દુઃખ તો થયુંજ, પણ સ્વાસ્થ્ય મેળવી બીજીજ પળે ચાલ્યો ગયો. પરંતુ એવી છૂપી વાત શી હશે, એ જાણવા મનમાં ઇચ્છા થતાં છૂપી રીતે જાણી લેવા નિશ્ચય કર્યો. આજ વખતે તેને તેના પિતા કંઈક કહેતા સંભળાયા.

“બેટા, અત્યારે તો હું તને મનાઇ કરૂં છું. પણ કાલ સવારે તું આ વાતને રજેરજ જાણી શકશે.”

માધવને આથી સંતોષ થયો. એ ચાલ્યો ગયો. કેશવકાન્ત નિરાતથી આવી બેઠો હતો. કેશવકાન્તની ઉમર પીસ્તાલીશની હતી. તેના મ્હોડા પરની કરચોલીઓ લોભી માણસને મળતી આવતી. એ લોભી હતો જ. સ્વાર્થ સિવાયની કોઈ વાત કરવી એને મુનાસિબ નહોતી. ગરીબાઇમાંથી ન માની શકાય એવી ઉંચી સ્થિતિએ આવેલો હોવાથી, તેને પૈસાની કિમ્મત હતી. એ સ્વાર્થ જળનું માછલું, ‘ધૂતારા’ ના નામથી કેટલેક સ્થળે તો પંકાઇ ગયો હતો. જેમ જેમ તે તવંગર થતો ગયો તેમ તેમ તેનો લોભ પણ વધતો ચાલ્યો. તેના પૈસાના પ્રમાણમાં તેને વ્યવસ્થા કરનાર પ્રધાનની જરૂર હતી. અત્યાર લગી તે કુંવારો હતો. ઉમ્મર તો વરરાજા થવા જેવી નહોતી રહી, પણ દુનિયાના ‘કુંવારાપણા’ માંથી મુક્ત થવાય, એટલા માટે કંઇક કરવું તો જોઇએ જ ને? સભ્ય ગૃહસ્થ તેની માગણી પોષે એમ નહોતો. ત્યારે કરવું શું? તેની આ મશ્કુરી મૂંઝવણ કોઈ મટાવતું નથી. હવે એનાથી બહુ રાહ જોઇ શકાય એમ નથી.

એ કંઇ છેક કદ્રુપો નથી. તેના દાંત આજ જુવાનોને બે ઘડક શરમાવી શકે એવા હતા. કાળાવાળમાં કોઇક સ્થળે ધોળા વાળે ભંગાણ પાડયું હતું. પાતળો છતાં ઠીંગણો, મુત્સદ્દી, જીદ્દી અને દગાબાજ દુનિયામાંનો એ એક હતો.

બોલવા ચાલવામાં છેક તોછડો–અસભ્ય–નહોતો; તેનો ધંધોજ એવો હતો કે ઓપથી કામ લેવું પડે! એ ધૂસણીઓ હતો અર્થાત્ જેમાં તેનાં ભા બની: આગળ આવતો. પૈસાવાળાનો ભાવ હંમેશાં ઉંચો રહે છે. મોટાઈનો પાર નહોતો. કુદરતે જ્યારે તેના શરીરને સૌન્દર્યના ભભકની નવાજેશ ના કરી ત્યારે તેણે કૃત્રિમતાને ખોળે માથું મૂકીને આશરો શોધ્યો હતો. તેનો પહેરવેશ ‘અપ–ટુ–ડેટ’ હતો.

સ્નેહબંધનકુમારે તેના હૃદયને માપવાની ઈચ્છાથી પ્રશ્ન કર્યો:–“મારા પુત્રે તમને આજના ભયંકર બનાવોની હકીકત કહી હશે!”

“હા જી, રાજમાતા પર આવી પડેલી આફત જાણી સૌ કોઇ નિરાશ થાયજ. પણ અરે સુમતિનાથ આવો આડંબરી, આવો ખૂની હશે, એમ કોણ કહી શકે?” ધીમેથી ઉમેર્યું:–‘આપ શાન્તિલાલને મોકલવાથી–’

“તમે જાણો–”

“તમે વાત કરશો ત્યાં લગી હું નહિ બોલું. આપ નિરાંતથી વાત કરો”

તમે જાણો છો કે આવતી કાલે સવારે મારા લેણ-દારો મારે આંગણે આવી બૂમરાટ મચાવી મૂકશે. ત્રીજોરી ખાલી છે અને એવે વખતે મારે એમને શો જવાબ આપવો? આપણી જૂની વાતો તાજી કરીશું? શી હરકત છે? તમારી માગણી ત્યારે મે ધિક્કારેલી અને ના મંજૂર રાખેલી. આજે હું એનો સ્વીકાર કરૂં છું. મારી જૂની ભૂલનું તમે વેર લીધું છે–હવે શું કહો છો?”

“આપ ઉંધો અર્થ કરો છો. મેં આ કામ વેર ભાવથી કર્યું છે, એમ નથી. હા, મને પૈસાનો લોભ છે, એ હું કબૂલું છું. હું સ્વાર્થનો કીડો: રહ્યો એટલે નરકનાંજ મઝામાનું એ હશે!”

“તો એટલું સારૂં! છતાં જૂની વાત યાદ કરીએ.”

“આપે મારી અયોગ્ય માગણી અને એવી મોટી હિમ્મત માટે મને ધૂતકારી કહાડયો હતો.”

“બરાબર છે.”

“હાજી હું એ વાત નથી ભૂલી શક્તો. આપની મગરૂરી આગળ મેં મારી વાત જતી કરી હતી. આપે જણાવ્યું હતું કે મને મારા કુમાર પર મોટી આશા છે. એ વયે આવતાં મારો ચિંતાભાર ઓછો કરશે. અને માનું છું કે આપની આશા સાચીજ નિવડી હશે.” કટાક્ષથી પાછળનું વાક્ય કહ્યું.

“મારી આ દશા?”

“હજી કયાં? તમારે હાથેજ તમારા ઉચ્ચ કુળના અભિમાનને અને અધિકારને બટ્ટો લાગશે!”

“પંદર લાખ મારી પાસે આવી જાય તો હું સહિ-સલામત છું અને તમારા હાથની વાત છે!”

“આવડી મોટી રકમ? કયાંથી કહાડવી?”

“બધું છે!”

“શરતને યાદ કરો. પછી બધું જોયું જશે!”

“અહીં શરતને શી લેવા દેવા છે?”

“શી લેવાદેવા? આ બધી આપણી રમત જ શરત પર છે ને?

“શરત? ભલે, એ શરત પણ કબૂલ! બે વર્ષની મુદત અને એ દરમ્યાન હું પંદર લાખ પરત નજ આપી શકું તો તમારી શરતનો અમલ તમે જરૂર કરી શકશો.”

“બે વર્ષ? મને પીસ્તાળીશ વર્ષ તો થયાં. ત્યાં

લગી તો નજ શોભાય. આ કળિયુગમાં માણસની ઉમ્મર કેટલી તેનો તો વિચાર કરો—બહુ બહુ તો—"

"તમારી ૪૫ વર્ષની ઉમર? ગપ છે ગપ! તમે ૨૫ વર્ષનાય લાગતા નથી. કેવા જુવાન છો! હજી તો ઉગતી જુવાની છે. આ શું બોલો છો?" મશ્કા પોલિસી શરૂ થઇ. ગરજ પડે ગધેડાને બાપ કહેવા તે આનું નામ.

"તમારા ઉત્તમ અભિપ્રાય માટે આભાર! તરસ્યા જીવને ટાઢક ના વળે છતાં પંદર લાખ ખખડાવી દેવા પડે, એ કેટલા શેરની વાત તમે કરો છો! 'હિમ્મતે મરદા તો મદદે ખુદા;' હિમ્મત કરો અને ફાવી જાઓ!"

"હિમ્મત લાવું ક્યાંથી?" વળી તેની સાથે કામ લેવાનું છે, એમ વિચારી ધિમાશથી, "મારી મોટી દિકરીનો વિવાહ સારે સ્થળે કરવાનો છે, ત્યાં મને સારી આશા રહે છે. માટે તમને કહું છું કે તમે બે વર્ષ લગી ખમીજાઓ."

"આપ શ્રીમાન સુખી થાઓ, એ મારી ચોક્કસ ઇચ્છા છે. પણ હું કંઇ પરોપકારી માણસ નથી કે મારા સ્વાર્થને જતો કરી તમારા સ્વાર્થને મજબૂત કરૂં! તમારી ઇચ્છાનું રમકડું મને નહિ બનાવી શકો."

"જુઓ, તમે સારા માણસ છો..."

"હવે વધારે વાત મારે નથી કરવી. મારી શરત કબૂલ હશે તો તે માગેલી રકમ ખૂશીથી મળી શકશે. એથી વધારે પણ." એમ કહી એણે ટેબલ પાસે ખૂરશી ઘસડી લાવી કાગળ પર લખવા માંડયું. પા એક કલાકમાં લખી રહી તે કાગળ સ્નેહબંધનકુમાર આગળ ધર્યો. ધડકતે હૈયે વાચતાજ ક્રોધ ચડયો. તેણે તે પત્ર ફેંકી દીધો. "હું આવી શરતનો દાસ નહિ થઉં."

"જેવી આપ મહેરબાનની મરજી." ઠંડે કલેજે કહ્યું. સ્નેહબંધનકુમાર તેની આ ટાઢાશથી અજાયબ થયો.

"ઉતાવળા ન થાઓ આપણે વિચાર કરીએ."

"બેલાશક."

"બસ, છેવટે આજ થશે?"

"એજ!"

"તમે દયાને ઓળખો છો? તમારૂં હૈયુ તે શાનું બનેલું છે? આથી તો વજ્ર પણ પીગળે!"

"સ્વાર્થ, સ્વાર્થને સ્વાર્થ! સ્વાર્થ ભૂલે તે બધું ભૂલે! મારા વ્હેતાજીએ મને આ સિવાય કશું શિખવ્યું નથી. મારવાડી વિષે જાણો છો ને? આપણો એમાંના" છેક બેપરવાઈ બતાવી. વળી યાદ આવતાં બોલવા લાગ્યો "દયા? તમારામાં પણ ક્યા દયા છે? તમારામાં હોય તો મારામાં હોય! બેઉ સરખા. આ ઘરડો થવા આવ્યો વન વટાવવાને બહુ વાર નથી. એો દયાની પ્રતિમા! કરાવશો દયાનો ચમત્કાર! જુવાનીની તાલાવેલી ક્યાં લગી છૂપાવવી?"

"તમે મારી સ્થિતિનો અઘટિત લાભ લો છો. એ ધ્યાન બહાર નથી ને?"

"આમ શ્રીમાન્ પણ મારી તવંગર સ્થિતિનો અઘટિત લાભ લોછો, એ ધ્યાન બહાર નથી ને?"

"તમે વિચાર કરી કંઈક નિર્ણય પર આવો તો સારૂં!"

"વિચાર કરી કરીને હું તો થાકી ગયો: કહું છું કે કરો વિચાર!"

"અને જો હું કબૂલ થઉં તો એ રકમ મને ક્યારે મલે?"

"સવારના પહોરમાંજ. દશ વાગ્યાની પહેલાં" આનન્દમાં ઉછળવા લાગ્યો.

"આ વિના બીજો કોઇ ઉપાય?"

"નથીજ—આજ ઉપાય!"

"તેની અડધી રકમ થોડા વખત માટે ઉધાર આપશો?"

"એક રાતી બદામ માગો તો પણ નહિ. આ સ્વાર્થી ઇનસાન પાસેથી સ્વાર્થ સિવાય બીજી વાત ઓકાવવા બોલવું જ નહિ."

"ભલે; તો કાલે સવારે સાડા દશ વાગે તમારે એ રકમ લઈ હાજર થવું પડશે."

"આપણી શરત પણ એજ પ્રમાણે કબૂલ છે ને?"

"હા ભાઈ હા કબુલ છે!" આંખે અન્ધારાં આવ્યાં તમ્મર આવતા આંખો મીંચી ખૂરશીમાં પડી રહ્યો.

# પ્રકરણ ૧૧ મું.

## કેદી.

સવારના સાડાઆઠ વાગતાં સ્નેહબંધનકુમારે, સાગરિકાના શયનગૃહમાં જઇ કાત્યાયિની, જે તેની સારવારમાં ગોઠવાયલી દાસી હતી તેને પૂછ્યું. તેણે તેને બહાર આવી વાતચીત કરવા જણાવ્યું.

"કાત્યાયિની! તારી શેઠાણીને હવે કેમ છે? છાતીની વેદનામાં કાંઇ ફેર પડે છે કે?"

"હવે તો તેઓશ્રી ઘસઘસાટ ઉંઘી શકે છે એથી આરામ જલદી થવાનો સંભવ છે. ડોક્ટર બહુ સારી માવજત રાખે છે."

"તું તનમનથી સેવામાં ધ્યાન રાખજે!"

"જી, એ મારી ફરજ છેઃ એમાં કશો ફેર પડી શકે જ નહિ."

"બરાબર છે. મને તારામાં વિશ્વાસ છે. તને તેનો સારો બદલો આપવામાં આવશે!"

"આપની મહેરબાની છે. એમને હું જરાયે વીલાં નહિ મૂકું."

"વળી, જ્યારે તે બોલવાની શક્તિ મેળવી શકે, ત્યારે કાળજીથી શું બોલે છે તે સાંભળી લેજે!" આટલું કહી એક સોનાનો સિક્કો તેના હાથમાં મૂક્યો.

"આપના હુકમનો અમલ થશેજ."

"સાગરિકાના મ્હોંથી પહેલા શબ્દો શા નીકળે છે, તે જાણવા આટલા બધા ઇંતેજાર છે ઠીક! ત્યારે પોતે પોતાની પત્નીમાં વિશ્વાસ ધરાવતા નથી એ નક્કી થયું. શેઠાણી નિર્દોષ છે, એમાં બે મત છે જ નહિ. મને લાગે છે કે સુમતિનાથની ઇચ્છાને—જૂલમને—વશ નહિ થવાથીજ આ પરિણામ આવેલું હોવું જોઇએ. સુમતિનાથે પૈસાની રેલછેલ કરવામાં પણ કશી કચાશ રાખી નથી. દાળમાં કાંઇ હશે? ના, નહિજ હોય! છે તો એક સદ્‌ગૃહસ્થ! વાંધો નહિ—હું એનું રહસ્ય જાણી શકીશ!"

સ્નેહબંધનકુમાર ત્યાંથી નીકળી દિવાનખાનામાં ગયો. તેજ વખતે માધવ આવ્યો. રાતની વાત એ ભૂલ્યો ન હતો.

"બાપાજી, ગઈ રાતે પછી શું થયું એ તમે મને કહેવાના હતા. કેમ, એ વાત પૂછું ને?"

"કેમ પૂછવું પડે છે?"

"મને કહેવા કહ્યું હતું માટે."

"બેટા," શી યુક્તિથી મૂળ વાત ઉડાવી દેવી તેના વિચારમાં પડયો, "તું સમજુ છે, એટલે એમાં શું હશે તે તારી બુદ્ધિથી સમજી શકશે કે તારા પિતાની મૂર્ખતા, ઉડાઉ પ્રકૃતિ અને પરિણામે તેથી થતો અનુતાપ—સિવાય કશું નહિ હોય. તારે મારી એ ભૂલો સાંભળી મને શરમાવવો હોય તો બેલાશક સાંભળ!" શતરંજની બાજી માંડી.

અને પાસો પોબાર પણ થયો. માધવે તેની જીદ ન કરી, એટલુંજ નહિ પણ શરમાયો.

"બાપુજી, આ મારી જીદ માટે મને માફ કરશોજી."

"દિકરા, જો એ વાત જવા દેઃ એમાં કાંઇ સાર નથી. એનું પરિણામ સંતોષજનક અને આનન્દકારક આવ્યું છે!"

"એથી વધારે શું જોઈએ? મારી માતુશ્રીને હવે આરામ છે, એ હું જોઇને આવ્યો છું."

"બહુ સારૂં થયું."

"અને બાપાજી, સુમતિનાથને આ શું સૂઝયું હશે?" વાત બદલી.

"સુમતિનાથ! મિત્ર તરીકેનો સંબંધ યાદ કરતાં હું આ બધું ભૂલી શકું છું. થનાર વસ્તુ થઈ ગઇ છે, એમાં હવે શોક કરવો નકામો છે. ઠીક, તારી બન્ને બહેનોને બરાબર સંભાળજે!"

"જરૂર, અને એ મારી ફરજ પણ છે!" આજ વખતે નોકરે આવી મુનિમ સાથે કેશવકાન્તના આગમનની વાત કરી.

"મારી સાથે ત્યાં આવવા વિચાર છે?" જવાબ શો મળશે એ નક્કી હોવાથી આ પ્રશ્ન કર્યો.

"ના જી," એમ કહી બન્ને જુદા પડ્યા.

કેશવકાન્તે, મુનિમને દસ્તાવેજ આગળ ધરવા કહ્યું, જેને સ્નેહબંધને વાંચવા માંડયો. એમાં અગત્યનો ભાગ મોટા અક્ષરે લખેલો હતો તેની નીચે તેને સહી કરવાની હતી. સહી કરતાં તેને ઘણોય ક્રોધ ચડયો, હજારો સર્પદંશની વેદના થઇ; પરંતુ સાણસામાં પકડાયેલ હોવાથી નિરુપાય હતો. રકમ ગણી લીધી.

"મારે તમારા મુનિમની જરૂર પડશે. આ નાણાં પ્રમાણે નાણાં ચૂકવી આવે એટલે નિરાંત થાય."

કામ પતી ગયું અને બધા છૂટા પડયા.

તેજ દિવસે ન્યાયમંદિરમાં સુમતિનાથનો ચૂકાદો થવાનો હતો. ખૂનનો આરોપ સુમતિનાથ ઉપર હતો. કેદી ગ્લાનિથી ઝાંખો પડી ગયો હતો, છતાં દૃઢ છાતી તેના ધૈર્યની સાક્ષી આપતી હતી. તેનો ચહેરો નિશ્ચિત હતો અને એની આંખો કોઈ પણ દિશા તરફ જોયા વિના ન્યાયાધીશ તરફ વળી રહી હતી. લોકોનું ટોળું પણ ઠીક હતું. સુમતિનાથના તરફથી બચાવ માટે કોઇ જણાતું નહોતું, તો યે કેશવકાન્ત તે માટે હાજર હતો. માધવ પણ આવી પહોંચ્યો.

કામ ચાલ્યું અને સુમતીનાથ ખૂની ઠર્યો. હાજર રહેલા સાક્ષીઓએ પૂરતી કરી. મીજલસ કેવા પૂર બહાર માં ખીલી રહી હતી અને એજ અરસામાં કેવી કારમી કરૂણાજનક ચીસ સંભળાઈ, એનું વર્ણન કરવામાં આવ્યું. સાગરિકાના શરીરમાંથી રૂધિરપ્રવાહ વહી રહ્યો હતો, જ્યારે સુમતિનાથના હાથમાં લોહીવાળો છરો હતો. પ્રાણઘાતક ઘાની સાક્ષી વૈદ્યે આપી એટલે સાગરિકાની માત્ર જુબાની હવે પછી માટે મુલતવી રહી.

"મારે કેદીની તપાસ કરવી પડશે!" ન્યાયાધીશે જણાવ્યું.

લોકોએ હવે સુમતિનાથ તરફ એકી ટશે જોવા માંડયું. "મારી જુબાની? મારી જુબાનીની જરૂર હોય તો હું કબૂલ કરૂં છું કે હું ખૂની છું."

એકદમ કોલાહલ મચી રહ્યો. એકદમ શાન્તિ પણ પથરાઇ.

"હા, હું ખૂની છું. મારી આ જુબાનીથી શ્રીમતી સાગરિકાની જુબાની લેવાની જરૂર નહિ રહે. સાંભળો, હું ફરીથી કહું છું કે હું ખૂની છું. હું ઘણા વર્ષથી એમને ચાહતો આવ્યો છું અને ચાહીશ. બઇ રાત્રિએ અચાનક મેં મારી બુદ્ધિ ગૂમાવી અને આ કામ તમામ થઈ ગયું. તે સતી માટે મારે ઘણું કહેવાનું છે, પરંતુ તે તેમની પવિત્રતા પૂરતું જ." તેની આંખમાંથી દડ દડ આંસુ ગરવા લાગ્યાં.

ફરીથી ન્યાય મંદિરમાં શાન્તિ ફેલાઇ.

"મને દિવાન સાહેબે લખી જણાવ્યું છે કે એનાથી બેશુદ્ધિમાં એ કામ થઇ ગયું હશે, માટે રહમ દિલ રાખવું. તેમજ કેદી પણ પોતાનો ગુન્હો કબૂલ રાખે છે, માટે–" ન્યાયાધીશ પોતાનું વાકય પૂરૂં કરે તે પૂર્વે માધવ વચમાં બોલી ઉઠયો.

"મારો પણ તેવોજ અભિપ્રાય છે."

સુમતિનાથે પહેલી જ વાર માધવ સામું જોયું. પરંતુ બીજી જ ઘડીએ મ્હોં ફેરવી લીધું.

"જ્યારે કેદી પોતે પોતાનો ખૂની હાથ કબૂલે છે, ત્યારે આને વધારે લંબાવવા ઇચ્છતો નથી. છતાં ફરી એક વખત આની ઉપર વિચાર કરવા ન્યાયમંદિર મળશે." ન્યાયાધીશે મુદ્દત પાડી.

છેલ્લો ચૂકાદો સાંભળી સુમતિનાથ સિપાઇની દેખરેખ નીચે પાછો જવા નીકળ્યો.

## પ્રકરણ ૧૨ મું.

## માલતીનો વૃત્તાન્ત અને વિલાસિનીનો વિલાસ.

આ પ્રસંગને એક અઠવાડીયું થઇ ગયું છે. વિલાસિનીના શણગારેલા દિવાનખાનામાં એક સાંજના પ્રસંગે, આસરે છએક વાગ્યાના સુમારે વિલાસપંથમાં વિહાર કરતી વિલાસિની સાથે માલતી કંઈક વાતચીત કરી રહી હતી. માલતીની રોજી હમણાંની ઠીક ચાલી રહી હતી એટલે જરાક નિરાંત અને આનન્દ હતો. એક શઘડી પર ચ્હા તૈયાર થતી હતી. એક કાચના પ્યાલામાં દૂધ પડયું હતું. બારીઓ પર રાતા અને લીલા રંગના પડદા તાણવામાં આવ્યા હતા.

માલતીએ આ સર્વ જોયેલું હતું. એ બન્નેની વાતચીત હમણાં બહુ અગત્યની નહિ હોવાથી આપણે જરાક એ બન્ને વિષે વિચાર કરી જોઇએ.

એક સાંસારિક વિષયની કીડો હતી. તો બીજી ચારિત્રને પરમ ધન સમજતી હતી. એક બાહ્ય આડંબરમાં પહોંચેલી, વિલાસતત્પર અને અપુત્ર હતી, ત્યારે બીજી શાન્ત, મુગ્ધ અને નિષ્કપટી હતી: આવી સ્ત્રીને એના સતીત્વના પ્રતાપે પત્ની તરીકે રાખવામાં કોઇ પણ મગરૂર બની શકે. વેશ્યા પાસે આવવા જવામાં કોઇને ય આંચ ન આવે, એમાંની એક હતી જ્યારે દેવ મંદિરમાં શ્રદ્ધાળુ જીવો દેવદર્શન કરી જીવ્યું સફળ માન એવી દેવી સમાન બીજી હતી. અર્થાત્ વિલાસિની વિલાસમાંજ મસ્ત રહેતી હતી. અને એથીજ એનું જીવ્યું સાર્થક થયું એમ માનતી. નરકનો કીડો નરકમાંજ આનંદ માની શકે. किं मिष्टमन्नं खरसूकराणां—ખાખરની ખિલોડી સાક-

રનો સ્વાદ શું જાણે ?–તે પ્રમાણે એનું જીવન વ્યતીત થતું હતું. માનવીની દૂષિત કામનાને સંતોષવાનું એ સ્થાન હતું. માલતી સમાજને શોભા રૂપ–નાક રૂપ–હતી.

વિલાસિની ઠંડા પેટ લીલી મ્હાના ઉકાળાને પોતાના પેટમાં પધરાવી નાસ્તો કરવા લાગી. માલતીને તે ધિક્કારતી. તેની ઇર્ષ્યાનું વિશેષ કારણ તે પવિત્ર હતી અને તેથી વિશેષ તે રૂપમાં તેને ભૂલાવે એવી હતી તે હતું.

વિલાસિની પોતાની ધૂનમાં જ બોલી—“ તમે તમારો ઇતિહાસ કહેવાને રોજ વાયદા કર્યા કરો છો. આજે તો મને કહો જ ! ”

“ તમારી એવીજ ઇચ્છા હશે તો મારૂં એમાં કાંઇ ચાલવાનું નથી. વળી એથી મને મારૂં હૈયુ ખાલી કરવાને કારણ મળશે.”

“ સરખી સહીયરો મળે તો એમજ થાય. તમે મને કહો, હું તમને કહું. એમ કરવાથી આપણાં દુઃખ હળવાં થાય છે ! લ્યો, બોલો ત્યારે ! ”

“ સાંભળો તો ! હું બહુ નાની હતી, ત્યારે મારા પિતા આ ફાની આલમને ત્યાગી ચાલ્યા ગયેલા. માતાને પિતા વિષે મોટી થતાં જ્યારે જ્યારે હું કંઇ પણ પૂછતી, ત્યારે તે તે વાત ફેરવી નાખતી. ટૂંકામાં મારા પિતા વિષે આથી હું કશું જાણી શકી નથી એટલે તમને પણ હું એ બાબતમાં અંધારામાંજ રાખીશ. ત્રણ વર્ષ થયા, જેને આધારે હું જીવી શકતી હતી એવી મારી મા પણ આ લોક મૂકી ચાલી ગઇ. મારી વય તે વખતે ફક્ત ૧૨ વર્ષની. મારી મા પાસે કંઇ એવો પૈસો નહોતો કે મને એટલી ચિંતા ઓછી રહે. મને કેળવણી ઘણી સારી આપવામાં આવી હતી. વિદ્યાનો શોખ એવો લાગેલો કે ત્યાર પછી મેં મારો અભ્યાસ ઠીક ઠીક વધાર્યો કહેવાય. સંસ્કૃતનો મને શોખ હતો અને એ શોખ મેં પૂરો કર્યો. મારી માના મરવા પછીથી મેં ઘરનો બધો સામાન વગેરે વેચી નાખી મારે માટે એક નાની ઓરડી ભાડે રાખી. મને યાદ છે તેટલા પ્રમાણમાં મારી મા પાસે કોઇ સજ્જન નિયમિત સમયે આવતો અને મારી માએ એ સંબંધી મને જરાયે જણાવ્યું નથી છતાં કલ્પી શકું છું કે એ પૈસાની જરૂર મદદ આપ્યાજ કરતો. છતાં આ માત્ર મારી ધારણા છે અને તે સાચી કે ખોટી હોઈ શકે છે. મેં એને અકસ્માત બે કે ત્રણ વખત જોયેલો, એટલે આજે મને એ બરાબર યાદ નથી.

“ તમે જાણી શકોજ ! ”

“ કદાચ, તેમ ખરૂં. પણ તેને મળવાથી મને હવે શો ફાયદો થનાર છે, કારણ કે મારી વ્હાલી માના મરણ પછી એણે આવવાનું તદન બંધ કરી દીધું છે અને એને ત્રણ વર્ષો પણ વહી ગયાં. મારી મા ‘ રામાયણ ’ કે ‘ મહાભારત ’ વાંચતી. એક એવો દિવસ પણ આવ્યો કે મારી માને મારે ખોવી પડી. મને યાદ છે કે હું સૂઇ રહેવા ગઇ તે પૂર્વે આકાશ સાફ હતું. ચન્દ્ર પૂર બહારમાં ખીલેલો હતો. આકાશમાંથી જાણે અમૃત પડી રહ્યું હતું ! ”

“ હાં બહેન, આગળ ચાલો ! ”

“ હું પ્રભુ પ્રાર્થનામાં લીન હતી. એવી પવિત્ર બુદ્ધિથી હું નિદ્રાવશ થઇ. મારાં સ્વપ્નો પણ એવાંજ હતાં. જ્યારે હું જાગી ત્યારે સૂરજ ઉંચે ચઢતો હતો. તેનાં કિરણો મારી બારી વાટે અંદર આવતાં હતાં. હું મોડી ઉઠી હતી એટલે ઝટપટ કામમાંથી પરવારી મારી માની ઓરડી તરફ ગઇ. બારણું બંધ હતું. મેં ખૂબ ખખડાવ્યું. જવાબ ના મળ્યો. ખખડાટ ચાલુ રાખ્યો છતાં કશો જવાબ મળ્યો નહિ ! હવે ધીરજ ખૂટી ગઈ. કેટલાયે કુતર્કો આવવા લાગ્યા. ખૂબ રાડો પાડી, પણ સાંભળે કોણ ? જે સાંભળી શકે એમ નથી તે સાંભળે ક્યાંથી ? છેવટે બારણું તોડાવવામાં આવ્યું અને ઉતાવળી એની પથારી પાસે દોડી તો નિર્જીવ ! હું રડવા લાગી. રડી શકાય એટલું રડી. ખૂબ રડી. પછી ? ખોળીઆમાંથી પ્રાણપંખેરૂં ઉડી ગયું તે પાછું નહિજ આવ્યું.

માલતી થોડીક વાર થોભી અને આંખમાં આંસુ સાથે આગળ ધપી:—

“માને આપઘાત કરવાને કશું પણ કારણ ન હતું અને કરે એમ પણ નહોતી. વખત જેમ વહેવા માંડયો તેમ હું પણ શોકને વિસરવા લાગી. મેં મારી માતાની બધી પેટીઓ તપાસી. કયો સજ્જન મદદ આપતો હતો તે બાબતનું કશું પણ કાગળીયું હાથ ચડયુંજ નહિ. મારા નોકરે મને જણાવ્યું કે તે સજ્જન તેના નિયમ મુજબ આવ્યો હતો. અને તેના એકાએક મૃત્યુથી એ પણ અજાયબ બન્યો હતો. મેં તે સજ્જનની આશા રાખી પણ નિરાશાજ. હવે મારી મુશ્કેલીઓ વધવા લાગી. મેં નોકરને પગાર ચૂકવી રજા આપી. રજા આપતાં આંસુ આવ્યાં અને માતા સાંભરી આવી! ”

બહેન માલતી, હવે એ વાતને ભૂલી જાઓ અને નિરાશ ન થાઓ. આશા અમ્મર છે. તમેજ કહેતાં હતાં કે નિરાશા એજ છે આશા ! જગત્ તરફ નજર કરો અને જે રંગે જગત્ રંગાઈ રહ્યું છે તે રંગમાં તમે પણ રંગાઓ, એજ તમારે માટે હવે માર્ગ મોકળો છે ! ”

“એટલે?”

“ એટલે એટલુંજ કે તમે દુઃખ વેઠવામાં અવધિ કરી છે. ગરીબોને સતાવી શેઠીઆઓ તાગડધીન્ના કરે છે, તો હવે આપણે એમને સતાવીએ અને તાગડધિન્ના કરીએ. જુઓ, મારી વાત તમારી વાતને બહુ મળતી આવશે. મેં તમારી માફક વેઠયું અને પછી જોયું કે તેમના જેવા થઈએ તો ગામ વચ્ચે રહી શકીએ. ”

“ એટલે ? ”

"એટલે એટલે શું કહો છો? એટલે એજ કે તમે તમારી પવિત્રતાને સાચવી તેનેજ અમૂલ્ય ધન આંક્યું છે; મેં તેને વેચી વૈભવ સ્વીકાર્યો છે. સમજ્યાં ને?"

નાટકનો પડદો ઉપડયો. જે પડદાની પાછળ શું હશે તે વિષે અત્યાર લગી માલતી અજાણ હતી. હવે એણે બધું જાણ્યું. વિલાસિનીએ આગળ ચલાવ્યું.

"અજાયબ થશો નહિ. એમાં અજાયબ પણ શું થવાનું છે? જુઓ, હું ગરીબ હતી અને મારી પવિત્રતાને સમજતી હતી. પણ લોકોના અન્યાય ન સાંખી શકી. મેં માન્યું કે કમને મારી પવિત્રતાને સાચવી જે નહોતી કરી શકી તે મેં ભર બજારમાં વેચતાં મને ઘણું મળી શક્યું છે. દુઃખ! ભૂખ! તરસ જૂલમ આ બધું પવિત્રતા ન મટાવી શકી."

"ઓ પ્રભુ! શું થશે?"

"શું થશે? ઘણું સારૂ થશે! દુઃખ સહવાની પણ હદ હોય છે, સમજ્યાં ને? હું ભૂખે મરતી હતી; ભાડું ચૂકવવા પણ પૈસા નહોતા. ત્યાં એક થરને મને પૈસાનો ઢગ મળી જતો હતો. કોણ જતો કરશે? મેં પણ જતો ના કર્યો!"

"હું તમને ઠપકો દઇ શકતી નથી. તમારી મને દયા આવે છે!" માલતી રડી પડી.

"મને તો તમારી ઘણી દયા આવે છે! પણ હવે હું સુખી છું. આને પાપ કહેવાય તો એનો જવાબ તવંગરે આપવાનો છે અરે પુરૂષોએ આપવાનો છે! એ સ્વચ્છંદ વિહારી અને તેનું બેલી કોણ?

"પવિત્રતા પર ધાડજ છે! પવિત્રને અપવિત્ર કરવાની આ લાલચો માટે જરૂર પુરૂષો જવાબદાર હોવાજ જોઇએ!"

"જગત્ જેને 'શરમ' માને છે, એજ 'શરમ' મને સુખ આપે છે. 'શરમ' શબ્દ પુરૂષો જે માટે વાપરે છે, તે 'શરમ'ને પુરૂષો અપનાવી માનની મિઠ્ઠી લહેજત ઉડાવે છે!

સ્નેહીચંદ્ર નામના મારા યાર મને ખુબ ખૂબ ચાહે છે! લાગે છે રાજવંશી! મને એમના સમાગમ પછી કશું દુઃખ નથી. મારે કોઇ પણ કામ કરવાની કશી જરૂર નથી: એક અઠવાડીયું થયાં મને એમનો મેલાપ થઇ શક્યો નથી; તો પણ તેમણે મારી મારી માગી એક પત્ર લખી મોકલાવ્યો છે. આ મારી કથની."

દશ વાગ્યા પછી માલતી, તેની રજા લઈ વિચાર કરતી કરતી પોતાની ઓરડીમાં આવી.

---

# પ્રકરણ ૧૩ મું.

## સ્નેહનો આવિર્ભાવ.

**સૌન્દર્ય વેડફી દેતાં ના ના સુંદરતા મળે,**
**સૌન્દર્યો પામતા પહેલાં સૌન્દર્ય બનવું પડે;**
**સૌન્દર્યે ખેલવું, એ તો પ્રભુનો ઉપયોગ છે,**
**પોષવું, પૂજવું એ તો, એ એના ઉપભોગ છે.**

**—કલાપી.**

વિલાસિની સાથેના છેલ્લા સંબંધ પછી એના વિચારમાં ખૂબ ઘોટાળો થયા કરતો હતો, એટલામાંજ સુમતિનાથને હાથે થયેલ સાગરિકાના ખૂન બાબતની ચર્ચા જે તે સારી રીતે જાણી ચૂકી હતી, તેના વિષે વિચાર આવતાં તે તે બાબતને માનવામાં આનાકાની કરવા લાગી. આવા ઉડતા વિચારમાં તે પોતે ઘર બહાર નીકળી. આ વિચારોમાં તે એટલી બધી ડૂબી ગઇ હતી કે તેની પાછળ પૂર્વપરિચિત માધવ ચાલ્યો આવતો હતો તેનું ભાન પણ નહોતું. માધવ, માલતીને ભૂલી શક્યો નહોતો.

પૂરજોશ અને દમામમાં સામેથી ગાડી આવતી હતી, તે માલતી તેના વિચારના વેગમાં જોવા છતાં જોઈ શકી નહિ. ગાડીવાને તેને તેની હડફેટમાંથી બચાવ કરવા બનતા પ્રયાસ કર્યા, પણ નિષ્ફળ. આથી તે અણધારી રીતે ગાડી સાથે અથડાઇ પડી અને તેના શરીર ઉપર થઇને ગાડીનાં પૈડાં ફરી જશે એમ નક્કી લાગ્યું. પરંતુ સુભાગ્યે ઘોડાએ તેને માથું મારી આઘે હડસેલી દીધી અને આમ ચગદાઇ જતી સહજ વારમાં બચી ગઇ. આ સ્થિતિથી માલતીથી એક કારમી ચીસ દેવાઇ ગઇ અને બીજીજ પળે બેભાન થઇ ગઇ. બેભાન થઇ નીચે પડી જાય તે પહેલાંજ માધવે આવી એને ઉપાડી લીધી અને લોકોનું ટોળું ખૂબ જામી જાય તે પૂર્વેજ પાસેની દુકાનમાં લઇ ગયો.

સાથેજ વૈદ્ય તૈયાર હતો. ઘણા પ્રયાસ પછી તેની ગયેલ શુદ્ધ પાછી આવી. થોડુંક ભાન આવતાં માલતીએ આંખ ઉઘાડી તો તેણે માધવને નિહાળ્યો. તેને જોતાંજ તે પાછી બેભાન થઇ ગઇ અને ધ્રુજવા લાગી. ગુલાબ જળના ખૂબ છાંટવા પછી ભાન આવતાં ધીરેથી એણે કાનમાં કહ્યું કે 'મારા તરફથી કોઇ પણ પ્રકારની બ્હીક રાખશો નહિ. હું તો તમને સહિસલામત સ્થિતિમાં

આવી ગયાં છો, એટલાજ પૂરતો આ બધું કરી રહ્યો છું."

ઉપકાર માન્યો અને એથી એને ઠીક પણ લાગ્યું.

"ઉપકાર માનવાની કશી પણ જરૂર નથી. મેં ફક્ત મારી ફરજ બજાવી છે. ઉપરાંત મારી તમારા તરફની ચાહના છે, જે આ બધું કરાવી રહેલ છે."

માલતી પાછળના શબ્દથી વળી ભડકી ઉઠી. પ્રેમ અને ધર્મના નામે જગત્ જેટલું બદનામ થયું છે.—છેતરાયું છે—એથી બીજા કશાથી નહિ. પ્રેમ અને ધર્મના શુદ્ધ સ્વરૂપની પૂજા કરવાથી જગત્ ઉંચે ચ્હડે છે, એથી દુનિયાના માણસો કદિ પડતા નથી. આ તો પ્રેમાભાસ અને ધર્માભાસ છે!

"ઉપકારને આમ ઓઠ ન નાંખો. ઉપકાર કરી મારો અયોગ્ય લાભ ઉઠાવો, એટલા તમે નીચ નહિ બનો!"

"માઠું લાગવા બાબત મારી માગી લઉં છું!" ટૂંક વખતમાંજ માલતીને આરામ થઇ ગયો. ધાર્યા કરતાં વિશેષ વૈદ્યને આપી માધવ, માલતીને પોતાની પાછળ આવવાનું જણાવી આગળ ચાલ્યો. માલતી સમજતી હતી કે પોતાને માટે માધવ ઘણું કરી રહ્યો હતો; એટલામાંજ નોકરોને છૂટે હાથે માલતીની સેવા ઉઠાવવા માટે નાણું વાપર્યું, માલતી આથી માધવના ખૂબ ઉપકાર નીચે આવી.

લોકોના ટોળામાંથી એ બન્ને બહાર આવ્યા.

"હવે તમને કંઇ દુઃખે છે?"

"જરાયે નહિ—જરાક ખભે દુઃખે છે, પણ એ તો હમણાં મટી જશે. એનો સવાલ નથી."

"પ્રભુ કૃપાએ સૌ સારૂં થઇ જશે."

"આપનો મારા પર આજે બહુ પાડ થયો છે, જેનો બદલો હું વાળી શકું તેમ નથી. મારે માટે આટલો છૂટે હાથ ખર્ચ કર્યું, એ ઠીક ન કર્યું.

"જવા દ્યો એ વાત! તમારે માટે મેં એમાં કશું કર્યું નથી. પૈસાનો સદ્દુપયોગ થયો છે, એથી મને આનંદ છે. દાન, વ્યય કે નાશ, આ ત્રણમાંથી એક તો એનો ઉપયોગ છે. તમારે માટેનો પ્રેમ મને શું નહિ કરાવી શકે?"

"ભાઈ સાહેબ, મને માફ કરશો, તમારી એ ઝેરી વાત જતી કરો. એ સિવાય બધી વાત કરો. તમે મારા ભાઇ અને હું તમારી બહેન. કહો, એ કેવી સુંદર ગાંઠ છે?"

"હું તમારી સાથે એજ પ્રેમના સંબંધને લઇ આ વાત કરી રહ્યો છું, પછી કાંઇ?"

"મારે તમને એટલી વાત સમજાવવાની અત્યારે જરૂર લાગે કે હું ચારિત્રના ઢોળ ઉપર જીવનારીમાંની એક નથી. મને બહારથી જુદો સ્વાંગ અને અંતરમાં મલીન વિચાર વાળી માનતા નહિ. એવી રીતને હું પૂજનારી નથી."

"મને તમારા આવા ઉંચા વિચારો જાણવાથી ખરેખર આનન્દ થાય છે!"

"ત્યારે આપણે હવે અહીંથી જુદા પડીશું. તમારો આજનો ઉપકાર હું નહિ ભૂલી શકું! તમારી બહેનના પ્રણામ સ્વીકારશો."

"આટલો બધો વિવેક ન કરશો. પણ જરાક થોભો."

માલતી ક્રોધે ભરાઇ: "શું કહ્યું? થોભવાની કંઇ જરૂર? સાંભળો, હું કંઇ તમારા હૃદયને મનાવવા નથી જન્મી?"

"ક્રોધ શા માટે? સાચું કહું? પણ તમે ક્યાં સમજો એમ નથી?" હદ છોડવા માંડી.

માલતી આ કર્ણકટુ શબ્દો કેમ સાંખી શકે? તેણે ચલતી પકડવા માંડી, એટલે માધવે જરા આગળ ફરી વળીને તેના દરજ્જા અને માનને ભૂલી જઇ મૃદુ વચન કહ્યાં.

"બાળા! હું તમને દોલતથી નથી ખરીદવા માગતો. વિચાર કરો, પછી હું શી રીતે હલકો છું? તમે ગમે તે હો, પણ હું તમને ધર્મથી જણાવું છું કે હું તમને મારી ધર્મપત્ની બનાવવા તૈયાર છું." કંઇક ખૂલાસો કર્યો.

"મને તમારામાં જરાકે વિશ્વાસ નથી. જે હમણાં જ મારો બહેન તરીકે સ્વીકાર કર્યો પછી આવા શબ્દો કાઢે છે, તેના પર ભરૂસો શો?"

"તમે ધીરાં પરો. હું હજી પણ એજ કહું છું. જ્યાં લગી આપણે પવિત્ર લગ્નથી બંધાઇએ નહિ ત્યાં લગી તો બહેન-ભાઇનોજ સંબંધ શોભે, એટલે મારૂં કહ્યું સાચુંજ હતું." જરાક પોતાનો વધારે ખૂલાસો આપ્યો. માલતી આથી નરમ બની અને ભાવપૂર્વક પૂછ્યું:—

"મારી પાસેથી તમને શાની ઇચ્છા છે?"

"એજ કે જેવી રીતે બહેન પોતાના ભાઇપર પૂરેપૂરો વિશ્વાસ મૂકે-વિશ્વાસથી જુએ-વિશ્વાસથી વાતચીત સાંભળે, એટલી મારી પહેલી માગણી છે અને તે તમે કબૂલ રાખશો એવી મારી આશા છે. આ કંઇ ઓછું નથી. તમે મને ફરીથી ક્યારે મળશો?-એક ભાઇ તરીકે મારી માગણી છે. એ રખે ભૂલતાં. આપણે એક વખત સાચાં ભાઇ-બહેન થઇએ એટલી મારી માગણી છે!"

"ભલે: પરમ દિવસે આજ વખતે અહીં થઇને હું પસાર થઈશ. ચંદ્ર-ઉદ્યાનમાં."

"આટલું બોલી, કોઇ પક્ષી કિલકિલાટ કરી ઉડી જાય તેમ માલતી ત્યાંથી ચાલી ગઇ.

# પ્રકરણ ૧૪ મું.

## માલતી મનમાતંગ.

**અજાયબ સ્નેહના રસ્તા! અજાયબ ગાંઠ પ્રેમીની!**
**ખુમારીને ખુવારી છેઃ અજાયબ પ્રેમની મસ્તી!**
—કલાપી.

આપેલું વચન પાળવું કે નહિ તેની ગડભાંજમાંથી એક રસ્તો જણાતાં અર્થાત્ હમણાંની નવી સખી–સહીયર બનેલી વિલાસિની યાદ આવતાં તેની કિંમતી સલાહ લેવા માલતી તેના તરફ વળી અને બારણું ઠોક્યું. સફાળી વિલાસિની ઉઠી થઈ અને તેના અપૂર્વ પ્રસંગ સાથે અને વિજળીના અનેક ચમકારા જેના શરીર પર ઉતર્યા હોય એવા દાગીનાના ઠાઠમાઠથી દ્વાર ખોલ્યું. જરાક વરણાગીમાં કહ્યું: "ઓહો! તમે જ કે? મેં તો કંઇક જુદું જ ધાર્યું હતું. આજ જરાક કામમાં રોકાયલી છું. મને પછી મળજો હોં!"

"એમ કે? માફ કરશો. મને ખબર નહિ કે તમે રોકાયલાં હશો. ઠીક, બેસો ત્યારે બહેન!"

"એટલું જ કે આજે સ્નેહચન્દ્રે આવવા વિષેનો એક લાંબો કાગળ લખ્યો છે. એમની હું વાટ જોઉં છું. તમારો સહવાસ અને સ્વભાવ મને ઘણો ગમે છે; પરંતુ એ આવવાના છે, એટલે તમને ન ફાવે એટલું જ! માફ કરજો હોં!"

"બહુ સારૂં; વળી કોઇ બીજી વાર!"

ગઇ. પાછી ચાલી ગઈ અને તે દિવસના બનાવો ઉપરાછાપરી તેના મગજને ગભરાવવા લાગ્યા. તેણે એક અજાણ્યા માણસને ફરીથી મળવાનું વચન આપ્યું એવી મુર્ખાઇ માટે પસ્તાવા લાગી. પણ તેણે તેને શું મરણમાંથી ઉગારી નહોતી? તે તેનું પુનર્જીવન હતું અને એટલે અંશે જો તેણે પુનઃમિલનની આશા આપી હોય તો એમાં ખોટું શું હતું! ઉપરાંત ભાઈબહેન જેવા પવિત્ર સંબંધ સાથેનો વર્તાવ હોય તો કશું ખોટું નથી. આવા અનેકાનેક તરંગોમાં તે મ્હાલવા લાગી. જાણે જાગ્રતસ્વપ્નમાં હોય તેમ તે પ્રસંગને લગતા અનેક કલ્પિત વિચારો આવવા લાગ્યા. જાણે તે યુવાન લજ્જાને વેગળે મૂકી પ્રેમની કરૂણ વાણિમાં યાચના કરતો હોય તેવી તેની રમણિક મૂર્તિ હૃદયમાં કોતરાઇ જતી હતી અને એમ એની નવીનતામાં રસતરબોળ થવા લાગી. હવે તેને તે જુવાનમાં કશી ખોડ દેખાઈ નહિ. તેના સદ્ગુણમાં તે મોહી પડી.

"હા, જો હું કાંઈ ઉચ્ચ કુળમાં જન્મેલી હોત તો આવા પ્રસંગોમાં તેઓ મને મારા ઘર લગી મૂકી જવામાં માન અને મર્યાદા સમજ્યા હોત અને તે પ્રસંગે મારાં માતાપિતાએ યોગ્ય આવકાર આપ્યો હોત. એવા પ્રસંગે તેમના વિષે સારી રીતે જાણી પણ શકાત. અને બનવાજોગ હોત તો અમે પવિત્ર લગ્નસંબંધથી જરૂર જોડાઇ પણ શકત. તેવા વીરની ગૃહિણી થવામાં હું ભાગ્યશાળી નિવડત! પણ અરે! મારી ગરીબાઇ ક્યાં અને ક્યાં એ અમીરના ફરજંદ! એઓ કુળવાન હશે અને પોતાના કુળને શોભાવવાના બધા ગુણ તેમનામાં હશે જ, એમ માનું છું. એમણે એ બાબતનો વિશ્વાસ આપી દીધો છે. અરે, હું એમનું નામ સરખું પણ જાણતી નથી. જેણે ઉપકાર કર્યો એનું નામ પણ મેં ન પૂછ્યું?–બરાબર યાદ આવ્યું: પેલા ઉદાર આત્માએ–સુમતિનાથે તેમને માધવસેન નામથી બોલાવ્યા હતા, એ કેમ ભૂલાય? મને સુમતિનાથે શો બોધ કર્યો હતો? બસ, એટલામાં જ હું બધું ભૂલી ગઈ? રે નીચ જીવ, બેશરમ લાલચુડા મન, મને ફોસલાવી ફુલાવી જાય છે કેમ? મારાથી તેને નહિ જ મળી શકાય! અશક્ય!"

નિસાસા નાંખતી છેવટનો નિશ્ચય કરી નાખ્યો. છતાં મન એવા કેટલાય નિશ્ચય કરી શકે છે અને ભાગી શકે છે. મન નથી માનતું. જ્યાં ના જવાનો નિશ્ચય થાય છે, ત્યાંથી જ પાછું મન ડગમગે છેઃ—

"સુમતિનાથની ધારણામાં કેમ ભૂલ ન હોય? પોતે મને અપમાન થાય એવું કશું વર્તે એમ લાગતું તો નથીજ પણ આશાવાદી બનેલી હું એમાં ઠગાઇ તો?—"

એકદમ તે ભડકી ઉઠી: વિચારની સાંકળ તૂટી ગઈ. પણ નિરાંત ક્યારે હોય છે તે?

પ્રેમના રંગથી આ વિશ્વ રંગાયું નહોત તો? કલ્પનાનાં સુખ અસહ્ય પીડા દેવા લાગ્યાં. એટલામાં જ કોઇ બારણું ખખડાવતું હોય એવો ભાસ થયો. ફરીથી બારણું જોરથી ખખડયું અને સ્વપ્નનિદ્રામાંથી જાગી, ઉઠી અને બારણું ખોલ્યું.

"ઉંઘી ગયાં હતાં કે શું?"

"કેટલા વાગ્યા છે?" સવાલ સાંભળી ચમકી.

"વાગ્યાનું મને ભાન નથી!"

"ભાન નથી કેમ?"

"આજે મારા ક્રોધનું કશું ઠેકાણું નથી. સ્નેહચંદ્ર આવવાના હતા, પણ વાયદો ચૂકી ગયા અને નજ આવ્યા. હમણાં જ તેમનો ઉતાવળથી લખેલો બીજો પત્ર મળ્યો. તેમાં તેઓ જણાવે છે કે આવી શકાય તેમ નથી. બસ, એટલું જ. નહિ કંઈ કારણ કે વાયદો! આ તે શી વાત!"

"ઓહો! આ તો બહુ જ ખોટું!" દીલગીરી દર્શાવી.

"કેમ, આજે કંઈ ટૂંકામાં પતાવવા માંડયું છે? કેમ, તમારે પણ કંઇ આવું જ બન્યું છે કે શું?" દુનિયાની ખાધેલ વિલાસિનીથી વિલાસ સિવાય અન્ય કંઇ ના કહેવાયું.

ક્ષણભર શો જવાબ આપવો એની રમણીય મુંઝવણ વધી પડી. વિલાસિની આગળ હૃદય ખોલી દેવા વિચાર થઇ આવ્યો, પણ બીજી જ ઘડીએ તેણે તેના તે વિચારને જતો કર્યો.

"બહેન, તમે આમ બોલો તે ઘટે નહિ હોં!"

"જેની આંખમાં કમળો તે બધું પીળું જ જુએ, એ ન્યાયે મેં તમારી પણ એવી જ તુલના કરી. મને રાંડને એમના ઠેકાણાનીયે ખબર નથી. તે રૂપાળા છેલબટાઉ યારને જોઇ બધું ભૂલી ગઇ અને કશુંય ન પૂછી જોયું!"

જન્મથી જ જેનું હૃદય દયાવાન છે, એવી માલતી તેના આ કડાપા કંટાળારૂપ હોવા છતાં યે પીગળી અને સાન્ત્વન કરવા લાગી.

"ઠીક, જરા છાતી કઠણ કરીશ, એટલે એ ભૂલાશે. મારી એ દરકાર રાખશે ત્યાં લગી એ મારા. એ નહિ તો બીજાની કયાં ખોટ છે? આજે આ દુઃખને વિસરવા નાટકમાં જઈશ. કેમ બહેન, તમે આવશો? ત્યાં હું સાથે છું. કહો હા."

"માફ કરશો. મારાથી નહિ આવી શકાય."

"ઠીક, તો હું જઇશ!"

# પ્રકરણ ૧૫ મું.

## આશક માશુક.

યુવાવસ્થામાં પ્રવેશતી માલતીને આ દુનિયામાં કપટ, કારસ્થાન, છેતરપીંડી અને લુચ્ચા લફંગાઓનો વાસ છે, એની ખબર ન હતી. ઉત્તમમાં ઉત્તમ વસ્ત્રો સજી માલતી, માધવને વચન પ્રમાણે મળવા ચન્દ્ર-ઉદ્યાનમાં જતી. તેના શેષનાગશો અંબોડો મનમોહક લાગતો હતો. તેની દાડમની કળીઓશા ધોળા દાંત, મંદ મંદ હાસ્યથી દેખાઇ આવતા હતા. આજે જાણે આનંદ માતો ન હોય તેમ ઉતાવળી ઉતાવળી ચાલતી હતી. તેના સત્કાર માટે બાગનો દેખાવ પણ આજે રળીઆમણો બન્યો હતો.

માધવ તેની રાહ જ જોઇ રહ્યો હતો.

"તમે વચન આપી પાળી શકો છો, એને માટે પહેલાં તમે ધન્યવાદને પાત્ર છો." હસતાં હસતાં માલતીને જોતાં કહ્યું.

"એક બહેન પોતાના ભાઇને જે ઉમળકાથી મળે, વાતચીત કરે, એ સિવાય આનો બીજો કશો અર્થ તમે નહિ કરો એવી મારી આશા છે."

"તમારી એ આશા વ્યાજબી અને સકારણ છે, તથા મારા તરફથી એના પાલન માટે બધું થશે એવી ખાત્રી આપું છું."

"ઘણા ઘણા વિચારો કર્યા પછી હું અહીં આવી શકું છું, એ તમારે ભૂલવું જોઇતું નથી!"

"આભાર. તમારા સદ્‌ગુણોની જેટલી તારીફ કરૂં એટલી ઓછી. તમે એક દેવી સ્વરૂપ છો અને એ તરીકે તમારી મારા પર છાપ છે. તમારા સહવાસમાં આવ્યા પછી એથી મારામાં ઘણા ફેરફાર થવા પામ્યા છે. પવિત્રતા શી ચીજ છે, એનો મને ખ્યાલ આપનાર તમેજ છો."

"આ બહેનની ભાઈ પર એક એવી ઇચ્છા છે કે તમે તમારે લાયક કોઇ એવી સ્ત્રી કરી લો કે જેથી તમારા જીવનને તે કંઇક સુખ આપી શકે. આ ગરીબ બહેનની આટલી આશિષ જરૂર ફળશે!"

"તમારી આટલી પ્રેમમયતા શું નહિ કરી શકે! તમને મારે શા નામે બોલાવવાં?"

"માલતી."

"માલતી? કેવું સુંદર નામ! માલતી અને હું માધવ! કેવું મનોહર મળતાપણું! તમે મને ચાહી શકશો? મારો સ્વીકાર થશે?"

"તમારા ઉત્તમ ચારિત્રે મારાપર વિજય મેળવ્યો છે!"

"દેવી! તમે મારાં દેવીજ છો! આજનો મારો આનન્દ અસીમ છે! હું ભાગ્યશાળી છું!" વિજયી માધવ ગાંડોતૂર બન્યો. માલતીને અવિશ્વાસ નહોતો રહ્યો. માધવ આગળ બોલ્યો:—

"દેવી, આ મારૂં સુખ ક્ષણિક તો નથીજ ને?" જવાબ કરતાં એનાં નાચતાં લોચન ટસટસીને જે સ્નેહ રસ પાન કરી રહ્યાં હતાં તે વધારે હતાં. એથી બીજો કયો જવાબ જોઇતો હતો? હૃદયની તન્મયતા, તનમનાટ કોઇ ચિતારાને લાયક હતાં. આજે માલતી પ્રેમપાઠના પાનાં ફેરવતી હતી. તે અત્યારે ઘણી સુખી હતી: માધવ તેને જોઇ કંઈ કંઈ કલ્પી રહ્યો હતો.

'ન જાણું તું શું છે? તુજ સમ હશે શું જગતમાં?
ન તારા જેવી મેં નિરખી ખુશબો કો કુસુમમાં?

નહીં તું પૃથ્વીનું, સમ મુજ કહે ક્યાં અવતર્યું?
વસ્યું 'તું કૈલાસે? શિવ શિર પરેથી સરી પડ્યું?'

"દેવી, તું ગરીબ છે, રંક છે, પણ ફિકર નહિ. જે દિવસે તું મારી અર્ધાંગના હશે; જગતમાં તું સર્વ રીતે મારી ભાગીદાર અને હક્કદાર હશે; તે દિવસે તે બધાનો અંત આવી જશે. અત્યાર લગી એક વિસરાયલું ફૂલ, ઉજ્જડ વેરાનમાં પોતાની ખુશબો વેડફી દેતું હતું તે અથવા હજારો કિંમતી જવાહીર સાગરને તળીએ પડ્યાં હોય છે તેમાંનું એક તે હવેથી પોતાનું કામ કરશે અને મારા ભાગ્યનો પડદો ખોલશે! મારા તરફથી ખાત્રી—"

આ વાકય અધૂરૂંજ રહ્યું. એક કારમી ચીસ સંભળાઇ અને તેમની દૃષ્ટિએ **વિલાસિની** નજરે પડી.

"**સ્નેહ**ચન્દ્ર! દગાબાજી અને તમે અહીં—અને આ લુચ્ચી! મારી સાથે દગાબાજી રમે છે?" દાંત પીસી ક્રોધથી ડોળા ધુરકાવતી **વિલાસિની** આવી રાક્ષસિણી રૂપે ઉભી રહી.

"**સ્નેહ**ચન્દ્ર!" માલતી કંઇક બાજી સમજતી, **માધવ** તરફ ક્રોધભરી દૃષ્ટિએ બોલી: "કેમ, મારી સાથે તો દગાબાજી રમાય છે ને? જાઓ, દૂર થાઓ!"

"**માલ**તી, મારે માટે વગર વિચારે આ અભિપ્રાય બંધાય છે, હોં"

"બસ, હવે આપણું મળવું અશકય છે!" ગર્જી ઉઠી!

**માધવ** આંટોતૂર બન્યો અને તેની પાછળ દોડવા જતો હતો, એટલામાં **વિલાસિની**એ તેને પકડી રાખ્યો.

"છોડ, મને છોડ—કહું છું કે તું મને જવા દે. અત્યારે જવા દઇશ તો હું તને ઘણો ફાયદો કરીશ!"

"મને છેતરી—વળી બીજીને છેતરશો કેમ? નહિ, એમ નહિ બને હવે!"

"ગમે તેમ કર, પણ હવે છૂટકો નથી! તું હમણાં ખસી જા! મારે એની સાથે વાત કર્યા વિના નહિ ચાલે. પછી હું તારી સાથે નિરાંતે ખૂબ ખૂબ વાતો કરીશ!"

"પણ હવે એ મળી શકશે નહિ!"

"કેમ?"

"કેમ શું? જોતા નથી? એ તો જતી રહી!"

"જતી રહી? દુષ્ટ! તું મારા માર્ગની આડે આવે છે? જા, ચાલી જા. તું તારા માર્ગે ચાલી જા. હવેથી તને મારા રસ્તામાં આવવાની સાફ મના કરી દઉં છું. મારે તારૂં કામ નથી, ચાલી જા!"

'અરે! કાતિલ ઠગાયો હુ, હતી તકસીર ન કારી એ;
તજી હંસા નરકમાં હું દબાયો જૂઠ પ્રીતિએ."

"મેં એવો શો અપરાધ કર્યો છે કે આપ મને ત્યજી દ્યો છો? પેલી પવિત્રતાની ઢોંગ કરનારીને જોઇને ફરી પડયા છો, ખરાને? જોયું, જોયું તમારૂં ડહાપણ! સારા નરસાનું તો ભાન નથી! એ પાપિણી, પિશાચિણી"

"એ તારી સાથે જ રહે છે?"

"હું એ વિષે કંઈ જાણતી નથી! અને જાણુતી હોઉ તોપણ કહું એવી મુર્ખી નથી."

**માધવ** તેનાથી બિલકુલ કંટાળી ગયો હતો. તેને હવે **વિલાસિની**માં સાર નહોતો રહ્યો; છતાં તે **માલ**તીનો પત્તો આપી શકે, એમ હોવાથી નમ્ર બન્યો જતો હતો.

"જો, જો, મને ચીડવશો;એમાં નહિ ફાવો. આખરે હું નારી જાત છું. આપણો પ્રેમ છે એમને એમ જારી રાખો, એમાંજ મઝાહ છે! નાગના ઝહર કરતાંય નાગિનીનું ઝહર બહુજ કાતિલ અને તાત્કાલિક જીવ લેનારૂં મનાય છે" ભય બતાવતાં **વિલા**સિની ગર્જી.

"હું કંઈ એવો મૂર્ખ નથી કે તારી પતરાજી વ્હોરી અને સ્વીકારૂં. આજે મારે ઘેર જવાની બહુ અગત્ય હોવાના કારણે આપણે અહીંથી છૂટાંજ પડીશું." એમ કહી] **વિલાસિની**ની કાશ કહાડી.

નિરુત્સાહિત થવાથી અને હાથમાં આવેલી બાજી ધૂળ થતી જોઇ **વિલાસિની**ને અંતઃકરણથી અનેકવાર એ શાપ આપવા લાગ્યો અને તિરસ્કારવા લાગ્યો.

**વિલાસિની**ની નિરાશા પણ એટલીજ હતી. તેની આંખમાંથી નિર્દોષ **માલ**તી માટે અગ્નિના કણ વરસતા હતા. **માલ**તીને ઝાટકી નાખવા તેના મનમાં કંઇ કંઈ ગોઠવાઇ ગયું હતું.

ઘેર આવતાં વળી તેની નિરાશામાં અનેક ઘણો વધારો થયો. તે ઘરનું ભાડુ ચૂકવી તેના સામાન સાથે એકદમ બીજે રહેવા ચાલી ગઇ હતી. **માલ**તીનું છાતીફાટ રૂદન પત્થરને પણ ઓગાળી દે એવું હતું, એમ તેને ખબર મળી.

ઘેર જઇ જોયું તો તેના ટેબલ પર એક પત્ર ઉઘાડો પડયો હતો.

"બહેન, હું તમારો ઉપકાર નહિ ભૂલી શકું. કૃપા કરી મારા સંબંધી સવિસ્તર હકીકત **સ્નેહ**ચન્દ્ર પાસેથી મેળવશો અને હું એ વિષયમાં કેટલી નિર્દોષ છું તેનો કયાસ જાતે કરશો એવી માગણી છે. અસ્તુ.

**—માલતી**"

તેણે તેના અસ્થાને ક્રોધને શાન્ત કર્યો. પત્ર ફાડી બાળી દીધો.

# પ્રકરણ ૧૬ મું.

## કાત્યાયિની.

શાન્ત છે, બંધ છે આંખો કાંઈ દર્દ કમી દિસે;
ત્હોય છે તપ્ત ને ઢીલાં કોમલાંગો હજુ જ્વરે.

**કલાપી.**

આ પ્રસંગ બન્યો તે દિવસે સવારના છ વાગે **સાગરિકાની** દાસી **કાત્યાયિની** તેની પથારી પાસે હમણે હાથ મૂકી બેઠી છે. દિવાનું ઝાંખું તેજ પ્રસરી રહ્યું છે. તેનું શરીર ઘાટીલું શ્યામ છતાં ચિત્તાકર્ષક હતું. તેના શરીર પરનો આડંબર કૃત્રિમ હતો. **સાગરિકા** મૃત્યુના મુખમાંથી સદંતર બચી ગઇ છે. છતાં આશાવાળો એક શબ્દ એ બોલી નથી. **સ્નેહબંધનનું** આજ ચિન્તાનું કારણ હતું. **કાત્યાયિની** મોટાંનાં મન કેમ પારખવાં અને રાખવાં એ વિષે એ બરાબર ઘડાઇ ચૂકી હતી.

**સાગરિકા** નિદ્રાદેવીને ખોળે સૂતી છે. ઉંઘમાંજ '**સુમતિનાથ**' ના નામનો કંઇક અવાજ થયો. આ તેનો પહેલોજ શબ્દ હતો. **કાત્યાયિની** બરાબર ધ્યાનમાં હતી. નિદ્રામાં **સાગરિકાને** સુખ ન ભોગવવાનું સર્જાયું હોય, એમ લાગતું હતું. હવે એ કંઇને કંઇ આગળ બોલ્યાજ જાય છે—બલ્કે લવ્યાજ જાય છે. શબ્દોમાં અસ્પષ્ટતા છે, છતાં પણ ભાવસૂચક છે. **કાત્યાયિની** બધું સાંભળી રહી. અરે, જે ગુપ્ત વાત હતી તે **કાત્યાયિની** જાણી ગઇ. તે અજાયબ બની

તે ઉભી થઇ ગઇ. સીધી **સ્નેહબંધન** પાસે ગઇ. **કાત્યાયિનીએ** કહેલા **સાગરિકાના** શબ્દો સાંભળી તે હબકી ગયા—ચિડાઇ ગયા—ઉશ્કેરાઇ ગયો. તે ઉશ્કેરણીનું કારણ કાત્યાયિની બરાબર સમજતી હતી; તેટલા માટે પોતે નિરાંતથી જાણે ઘણીજ સામાન્ય વાત હોય એમ બની ઠણી બેસી રહી.

**સ્નેહબંધને** તેને અનેક પ્રશ્નો પૂછ્યા, પણ એથી કશું નિરાકરણ ન મળી શક્યું. **કાત્યાયિનીએ** જે આખર લગીની વાત હતી તે ન જણાવી. માત્ર શરૂઆતનો ભાગજ જણાવ્યો. તેમ થયું હોત તો આટલી બધી મુઝવણમાંથી તે છૂટો થાત. તે એક નીચ દાસી હતી. બધા જાણે વત્તા ઓછા પ્રમાણમાં મુત્સદ્દીના પેચ ના રમતા હોય ને એવી અહીંની વસ્તુસ્થિતિ હતી. આખરે **સ્નેહબંધને** તેને ત્રણ ગીની આપી એ સંબંધી ચૂપકીદી પકડવાનું ફર્માન કર્યું.

**સાગરિકા** દિનપ્રતિદિન સુધરતી ચાલી. ઘા રૂઝાવા લાગ્યો. હવે તેનો પતિ તેની પાસે બહુ વખત ટકતો હતો અને પતિપત્નીના પ્રસંગ આવ્યે બહુ વાત પણ કરતાં. બન્ને પ્રેમી જીવો પ્રેમની વાતો કરી હૃદયના વ્રણને પણ રૂઝવવા મથતાં. પ્રિયાનું રડવું અકારૂં લાગતું તે પ્રસંગે હૃદય પણ છાનું માનું ડસકાં ભરતું હતું કેઃ—

અરે ! વ્હાલી ! વ્હાલી ! રૂદન તુજ ભેદે હૃદય આ;
ન કૈં રોવા જેવું, પણ ન મુજ હૈયું સ્થિર રહે;
પ્રભુની સ્હામે તે, તુજ જિગરને શાન્ત કરજે,
ત્યજે શાને આશા ! પ્રભુ તણી અહીં જે પ્રતિકૃતિ.*

---

# પ્રકરણ ૧૭ મું.

## સુમતિનાથ અને માલતી.

**સાગરિકા** સંબંધી હૃદયદ્રાવક પ્રસંગને આજે બે માસ વીતી ગયા છે. **સાગરિકાની** તબીયત હવે તદ્દન સુધરવા આવી છે, એવા સમાચાર જ્યારે **સુમતિનાથને** કાને આવ્યા, ત્યારે તેણે પોતાના તરફથી વકીલને બોલાવી નીચે પ્રમાણે કહ્યું:—

"હું મારી મિલ્કતની યોગ્ય વ્યવસ્થા કરવા વિચાર રાખું છું. જીવનભર જેણે પરોપકાર સિવાય બીજા કશામાં હાથ નાખ્યો નથી, તેના જ હાથે જ્યારે **સાગરિકા** જેવી પવિત્ર સ્ત્રીની સર્વાંગસુંદર દેહલતાનું હું ખૂન કરવા તલસાઉં, તો તે અતિ ઘોર પાતકની શાન્તિ પરિતાપમાંજ હોય એ સ્વાભાવિક છે. મને એટલો પશ્ચાતાપ છે. હું બીનવારસ છું એટલે મારી મિલ્કતની મારે વ્યવસ્થા કરવી જોઇએ. હું **સાગરિકાના** હક્કમાં જણાવું તે પ્રમાણેનું એક 'વિલ' તૈયાર કરી નાખો. મારી બધી મિલ્કતનો ઉપયોગ શ્રીમતી **સાગરિકા** ઇચ્છા મુજબ કરી શકે—અન્ય નહિ. તેના મરણ પછી કુમાર **માધવસેન** અથવા તેનો વારસ. તમે મારૂં કહેવું બરાબર સમજો છો ને?"

"જી હા, હું બરાબર સમજું છું." ધારાશાસ્ત્રીએ

---

* કલાપીનો કેકારવ.

હા ભણી. તેજ પ્રમાણે થયું અને મુદત પણ આવી પહોંચી.

ન્યાયમંદિરમાં આજરોજ **સુમતિ**નાથને પાંજરામાં ઉભો રાખવામાં આવેલ છે. ન્યાયમંદિરમાં સંપૂર્ણ શાન્તિ હતી. કોઇ રાજરાજેન્દ્ર સભામાં આવે એવી પ્રતિભાથી **સુ**મતિનાથ આવ્યો. તેનું ઉંચું શરીર વધારે ઉંચું દિસતું. તેના મોંઢા પર તેવી જ ભવ્ય અને પ્રભાવશાળી શાન્તિ. આંખોમાં તેવુંજ સર્વગ્રાહી સ્થિર તેજ. તેણે સર્વને નિહાળ્યાં. **સ્ને**હબંધન તરફથી **કે**શવકાન્ત હતો.

ન્યાયાધીશે **સુ**મતિનાથને કેટલાક પ્રશ્નો પૂછ્યા, જેના જવાબો તેણે તેની સ્વાભાવિક નિડરતાથી આપ્યા. એક એક શબ્દ છુટો કરી જાણે છટાદાર ભાષણ કરતો હોય તેમ તે બોલ્યે જતો હતો. શ્રીમતી **સા**ગરિકા સંબંધી બોલવાનું થતાં તેના કપોલ પર તેજ પ્રગટયું અને એક યુવાન માણસની છટાથી તેની પવિત્રતા સંબંધી સંભળાવી સાંભળનારને તરબોળ કરી નાખ્યા.

તે બોલતો બંધ થયો. લોકો તેનાં વખાણ કરવા લાગ્યા. ધારાશાસ્ત્રીએ ઉભા થઇ **સુ**મતિનાથની સુમતિ, સભ્યતા અને ઉદારતાનાં ઘણાંક દૃષ્ટાન્ત આપ્યાં, ત્યારે જામેલી ઠઠ અજાયબ બની. **સુ**મતિનાથના હાથે ખૂન થાય એ ભયંકર નહિ ગણવાનું કારણ એટલુંજ હતું કે તે કાર્ય ફક્ત બેશુદ્ધિમાંજ બનેલું હતું. માનસિક વ્યથા ઘણીકવાર ન કરવાનું કરાવી દેછે. ગુન્હેગાર પોતાનો ગુન્હો કબૂલે છે અને પશ્ચાતાપમા પોતાની લગભગ સર્વ મિલકત શ્રીમતી **સા**ગરિકાના હક્કમાં જતી કરે છે અને એમના મરણ પશ્ચાત્ તે મિલકતના વારસ તરીકે કુમાર **મા**ધવસેનને રાખે છે–આ મુદ્દાઓ સૌનું ધ્યાન ખેંચી રહ્યાં.

વિદ્વાન ધારાશાસ્ત્રીએ પોતાના ભાષણની અંતે બધાનો સ્નેહ જીત્યો. ન્યાયાધીશે પણ તેવોજ નિર્ણય આપ્યો: થોડાક વખતને માટે એને નજરકેદ રાખવામાં આવ્યો. કેદીને પાંજરામાંથી દૂર કરવામાં આવ્યો અને તેને બહુ માન સાથે સુશોભિત યોગ્ય સ્થાને રાખવા ઠર્યું.

**સુ**મતિનાથ પોતાના દિવસો કોઇ પુસ્તક વાંચવામાં કહાડતા હતા. એક દિવસ નોકરે આવી જણાવ્યું કે કોઇ સ્ત્રી મળવા ચાહે છે. રજા મળતાં આંખમાં આંસુ સાથે **માલતી**એ અંદર આવી નમસ્કાર કર્યા.

"**મા**લતી, તું અહીં ?"

"જી, હું અહીં છું ! તમને આ આંખથી ફરી જોવા ઇચ્છા ઘણા વખતથી હતી. મારાથી તમને મળ્યા સિવાય ન રહેવાયું અને પરિણામે—"

"વાહ ! કેવી ડાહી છોકરી !"

"મારી ધારણા પ્રમાણે તમે છેક સુખી તો નથીજ !"

"ઓ સદ્‌ગુણી છોકરી ! તને જોવાથી મને ખૂબ આનંદ થાય છે ! બોલ, તું શું કહે છે ?"

"મારે આપને સ્પષ્ટ પણ એક વાત પૂછવી છે ! ક્રોધ તો નહિજ કરો ને ?"

"તારા પર ? તું તો મારી પુત્રી સમાન છે !"

"છતાં મારે પૂછવું પડે છે કે હું જે છૂટ લેવા માગું છું તેથી માનહાનિ તો નહિ માનો ને ?"

"પુત્રી આગળ માનહાનિ કેવી ? બોલ જો ?"

"હું આપની શિખામણ નથી ભૂલી શકી !"

"સુંદર ! એથી મને આનંદ થાય છે !"

"પ્રભુ મારી નેક અને ટેક સચવાવે એજ પ્રાર્થના !"

"દીકરી, એ વાત જતી કર; તારૂં શરીર કેમ છે ?"

"મને શું થાય છે ? મારા સરખું આપના તરફથી કંઈ કામકાજ હોય તો જણાવશો !"

"તારા સરખું ? એટલે ?"

"એટલે આપનો મારાપર સદા આશીર્વાદ રહે એવી મારી માગણી છે !"

"મારો આશીર્વાદ છેજ ! ઉપરાંત મારૂં બાકીનું ધન છે. એનો ઉપયોગ તારા માટે થશેજ થશે !"

"મારા આવવાનો અને બોલવાનો અવળો અર્થ થાય છે. મને એવા ધનની ઈચ્છા નથી."

"એક પિતા તરફથી દિકરીને જેવી રીતે ધન મળે, એવી રીતે હું કંઇ આપતો હોઉં તો એનો ઈન્કાર ન કરવો !"

"ઠીક, હું તેનાપર વિચાર કરીશ !" એટલું કહી **મા**લતી જવા ઉપડી.

"જરાક ઉભી રહે–મારી એક વાત સાંભળ !" પણ તે પહેલાં તો તે ત્યાંથી ઉપડી ગઈ હતી.

**મા**લતી ભરબજારમાં થઇ ચાલી જતી હતી. છેવટે તે રસ્તો વટાવી દઇ તે એકાન્ત જગ્યાપર આવી પહોંચી. અહીં તેને તેના નામથી કોઈ પોકારતું હોય તેમ આભાસ થયો. બીજીજ ક્ષણે **માધવ** તેની પાસે આવી ઉભો !

# પ્રકરણ ૧૮ મું.

## માલતી માધવ.

તેને જોઇ **માલતી** ત્રાસી, પણ અડગ નિશ્ચય આગળ પત્થર પણ ઓગળી જાય છે, એમ ખ્યાલ આવતાં એક સતી નારીની ઓજસ્વી વાણિમાં ધમકાવતી હોય તેમ બોલી:–" દૂર રહો; તમે મારા રસ્તાને રોકનાર કોણ? શરમાતા નથી કે હું એક કુમારિકા છું! નામર્દ, નાપાક, નરાધમ! જો આ અબળાને અબળા ધારી મારી સામે જરા પણ હિમ્મત કરી છે, તો પરિણામ ઠીક નહિ આવે!" એમ કહી છાતી કહાડી ક્રોધભરી આંખે માર્ગ મોકળો કરવા આગળ ડગ ભરવા ચાલી. **માધવ** છેક ડરી ગયો હતો. છેક છેવટની ઘડીએ પરાણે હિમ્મત એકઠી કરી વિનંતિ કરતો હોય તેમ બોલ્યો. **માલતી** પણ કોઈ ક્ષુદ્ર પ્રાણિને બેપરવાઇથી સાંભળતી હોય તેમ ઉભી રહી.

" જગત્ ઘૂમી વળ્યો: રાત દિવસ સાથે કર્યા: જંગલે જંગલ આથડ્યો, પણ તમારી ખોવાયલી સુરત મને ક્યાંયે હાથ ન લાગી તે ન જ લાગી. આજે એવો પ્રસંગ હાથ આવ્યો, ત્યારે જાણે આકાશમાંથી વિજળી તૂટી પડતી હોય એવાં કારમાં વેણ મારે સાંભળવાં પડે છે! અફસોસ!"

" આ શો પ્રલાપ માંડ્યો છે? ભલે, જરાક બાજુપર આવો અને તમારે જે કહેવું હોય તે કહો!"

" ચાલો, પણ તમે **સુમતિનાથને** મળી આવો છો; નહિ?"

" તમારી અટકળ બરાબર છે! કેવો નિર્દોષ!"

" નિર્દોષજ! માનસિક વ્યાધિમાં માણસોથી ભૂલ થઇ જાય છે! એ કંઇ ગુન્હો નથી!"

" હવે ત્યારે આપણે જુદાં પડીશું!"

" એટલાં બધાં ક્રૂર ના બનો! હૃદય ચીરી બતાવાતું હોત તે હું ચીરી પણ બતાવત! હું મરૂં છું!"

" ભાઇ આ તમારી બહેન પાસે બહેન તરીકે જે કંઈ માગશો તે આપવા કંજુસાઈ નહિ કરૂં, એ નક્કી; સિવાય કશું નહિ!"

" વિલાસિનીની રકઝક ઉપરથી આ સ્થિતિ આવી હોય તે કહું છું કે, એમાં ભૂલ થાય છે! હું મોહનું પૂતળું નથી એ કેમ સમજાવી શકું? પ્રેમ અને મોહ શબ્દોનો મને પૂરેપૂરો ખ્યાલ છે."

" શબ્દોની મિઠાશ છે આ! પરીક્ષાએ આ બધું સાચું નીવડશે, તો જોયું જશે!"

" પરીક્ષા કરવી છે? ભલે, પણ મારો તિરસ્કાર ન ઘટે!"

" તિરસ્કાર?"

" હા: બ્રહ્મા સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, પણ તેને ચલાવવા વિષ્ણુ અને લક્ષ્મી એ બેની જરૂર રહે છે. મારે માનવ-જીવન શ્રેષ્ઠ બનાવવા માટે એવીજ એક લક્ષ્મીની જરૂર છે: તે લક્ષ્મી કોણ થશે?"

" સૌ સૌને લાયક મળી રહે છે: માણસે લાયકને મેળવવા પૂર્વે લાયક થઇ રહેવું જોઇએ!"

" મને વધારે ન પીડો; લક્ષ્મીનું સ્થાન તમે પૂરી શકો એમ છો."

" હું ગરીબ–તમે અમીર કુટુંબના હશો! આપણી બેલડી શોભશે? જગત્ તમને એ માટે ધિક્કારશે? જરાક ઉંડો વિચાર કરી જુઓ!"

" ઉંડો શો વિચાર કરૂં? જગત્ શું કહેનાર છે? જગતની એમ પરવા કરવાનું કંઈ કારણ?"

" તમને એ બધું નહિ નડતું હોય–મને તો નડે છે! મને સમાજની પરવા છે! હજી મારે એક દિવસ વિચાર કરી જોવો જોઇશે!"

" જો એમજ લાગતું હોય તો એને માટે મારી ના નથી. ભલે, ઘણોજ વિચાર કરો અને પ્રભુ મને એ પરીક્ષામાંથી પસાર થવા માટે મારી સહાયે રહેશેજ! તો આપણે કાલે મળીશું, કેમ?"

જવાબ હામાં મળ્યો. લગભગ ત્રીજા પહોરે ઉદ્યાનમાં મળવાનો નિર્ણય થયો. બન્ને જુદાં પડ્યાં. બન્નેનાં હૈયાંમાં શું પરિણામ હશે એ જાણવા આતુરતા વધી પડી હતી.



# પ્રકરણ ૧૯ મું.

## પ્રેમનાં પૂર.

**ભલે વીતે માસ, કે વસંત, જનમ જાયે વહી,**
**થાય પ્રાણ આ દેહથી દૂર,—પ્રીતિ મરે નહીં !**
**જાણે પ્રીતિ સુધાનું પૂર ! સંજીવની ઔષધિ!**
**આશા કુંભ થકી ઉભરાઇ ઘટોઘટ રહી બધી !**

હ. હ. ધ્રુવ કૃત " કુંજવિહાર "

રળિઆમણા સ્વચ્છ આકાશમાંથી સૂર્યનો સંપૂર્ણ પ્રકાશ આવી રહ્યો હતો. ફળ ફૂલમાં નવરંગ દિસતો હતો. ફુવારામાંથી શિકર પડતાં ને મોતી જેવાં લાગતાં.

ઉત્સાહભરી **માલતી ચંદ્ર** ઉદ્યાનમાં, **માધવને** મળવા માટે જતી જણાય છે. આરા સ્નેહના ભાવભર્યા ગુલાબી ગાલની લાલી, તેના અંતરના ઉમંગને સ્પષ્ટ કહી આપે છે. આજનો તેનો ઉમંગ અનુપમ ભભકથી પ્રકાશી રહ્યો છે. તેના રક્ત અધરોષ્ટથી સુગંધવાળો ઉચ્છ્વાસ વાતાવરણને મઘમઘાવી મૂકે છે. તેની અલકની લટો સાથે સમીર નૃત્ય કરે છે.

એટલામાંજ તેના વિચારને બંધ કરનાર પ્રણયી **માધવ** આવી લાગ્યો. બન્ને અત્યારે સ્વર્ગના આનન્દને અનુભવવા જાણે તૈયાર હોય એમ લાગતું હતું. **માધવ** બોલ્યોઃ—" ભાવિ સુખની આશાથી મારૂં હૈયું ઉછળે છે ! એના આનન્દનો પાર નથી ! "

" સ્નેહના રસ્તા અનેક છે. ઘણીક વેળા સ્નેહમાં સહેવું પણ પડે છે ! "

" એટલે ? "

" એટલે એજ કે આ આપણો આખરી મિલાપ છે? "

" સમુદ્ર મંથન કરી મારે હાથ છેવટે આજ આવ્યું ? "

" આ કંઈ ઓછું નથી ! "

" તો વધારે કેમ ? આ હલાહલથી મારૂં મરણ નિપજાવવું છે શું ? "

" જે હલાહલ પચાવી શકે છે તેને ટૂંક સમયમાં અમૃતપાન કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે ! "

" ના; હવે એ વાત જતી કરવી પડશે—બહુ તલસાવવામાં સાર નથી ! " એટલું કહી **માધવે માલતીનો** હાથ તેના હાથમાં લીધો. **માલતીએ** તે બાબતનો ઇન્કાર ન કર્યો.

તેઓ ચાલતાં ચાલતાં કુંજઘટામાં આવી લાગ્યાં હતાં. **માધવ** જરાક હિમ્મત કરી પાસે ગયો અને તેનીજ સાથે તેણે માલતીનો હાથ ઝાલી તેને એક મીઠું ચુંબન લીધું.

**માલતીએ** હાથ લઇ લીધો નહી. તે મુખમાંજ કંઇક મીઠું હસી. તેને દિલમાં એકજ વિચાર હતો. " ઠગાતી નથીને ? પાવિત્ર્યની કિમ્મત મારે સમજવાની છે ! " **માધવ** જાણે તેનો વિચાર કળી શક્યો હોય તેમ બોલ્યોઃ—" દેવી, જ્યાં લગી આપણે લગ્નની પવિત્ર ગાંઠથી ન બંધાઇએ—દુનિયાની નજરમાં પતિપત્ની ના બનીએ, ત્યાં લગી તો આપણો વ્યવહાર નિર્દોષજ રહેશે એની ખાતરી આપું છું. "

માલતીના હૃદયમાં કંઈક શાન્તિ વળી. માધવે આગળ કહેવા માંડ્યુંઃ—

" આપણા ભાવિ તરફ ધ્યાન રાખી મારે એટલુંજ ઉમેરવાનું રહે છે કે હું જણાવું તે સ્થળેથી તારે મન ફાવતી વસ્તુ ખરીદવા હા પાડવી. " **માધવને** આ વખતે પોતે કોણ છે એ જણાવી દેવા ઇચ્છા થઇ આવી, પરંતુ લગ્ન લગી એ વિચાર દાબી રાખ્યો.

**માલતી** શોકજનક સ્વરે બોલીઃ—" આવે અવસરે મારે એક સગો ભાઇ પણ નહિ અને બીજાના આધારે ટકવું પડે ? " આટલું કહી રડવા લાગી.

" રડો નહિ. ઓછું લાવવાને કશું કારણ નથી. ઇશ્વરે જે સ્થિતિમાં મૂક્યાં હોય તે સ્થિતિને સર્વોત્તમ માની રાચવું એ ફરજ છે ! "

" મને ન લાગે ? "

" જે નથી તેને યાદ કરી વ્યર્થ શોક કરવાનો છે ! "

" બરાબર છે, પણ એ બધું પ્રસંગે બનેજ ! જેવી ઈશ્વરની મરજી ! "

" એજ ઠીક છે ! "

બન્ને પછી જુદાં પડયાં. બીજે દીવસે તેઓ આ પ્રમાણેજ મળ્યાં અને **માધવે** તેના હાથમાં એક કાગળ આપ્યો, જેને ઘેર જઈ વાંચવા જણાવ્યું.

ઘેર જવા બાદ માલતીએ જોયું તો અંદર ૧૫૦૦ ની નોટો હતી. પત્રમાં શાશ્વત પ્રેમના મધુરા શબ્દો હતા.

તેજ પ્રમાણે તેમનું મિલન એક પખવાડીઆ લગી ચાલું જ રહ્યું અને દિવસે દિવસે એમનો સ્નેહ વધતો ચાલ્યો. છેવટે **માધવના** વિચાર પ્રમાણે **માલતીને** અપાતા દાગીના કબૂલ રાખી સ્વીકારવા પડયા. એક અઠવાડીઆ પછી એમનાં લગ્ન થવાનાં હતાં.

આમ છૂપી રીતે એમનો સ્નેહ સંબંધ વધ્યેજ જતો હતો. **કાત્યાયિની** તેમના આ વ્યવહારને જોઇ ગઇ હતી. **માલતીને** તેણે **સાગરિકા** પાસે આવી હતી ત્યારે જોઇ હતી. તે ઈર્ષાથી બળવા લાગી.

તે દરરોજ આ જુવાન બેલડીના સ્નેહને છૂપી રીતે નિરખતી અને સંતાતી લપાતી સાંભળતી હતી. જ્યારે તેણે જાણ્યું કે થોડા વખતમાંજ **માલતી** સાથે માધવ સંલગ્ન થનાર છે ત્યારે તે ભડકી ઉઠી. તેણે એક બીજાને રજા લેતાં અને જુદાં પડતાં જોયાં. તે છાની છાની માલતીનું ઠેકાણું પણ જોઇ આવી.

## પ્રકરણ ૨૦ મું.

## બે બહેનો.

जातेति कन्या महती हि चिन्ता
कस्मै प्रदेयेति महान्वितर्कः ।
दत्ता सुखं यास्यति वा न वेत्ति
कन्या पितृत्वं खलु नाम कष्टं ॥

**સા**ગરિકાને લગતા પ્રસંગને ત્રણ માસ પણ વીતી ગયા છે. આને લઈ **મો**હિનીચન્દ્રનું અહીં વારંવાર આવવું થતું. આને લઇ **અ**નસૂયા સાથે દિવસ જતાં પ્રેમગાંઠ ઠીક બધાઈ ગઇ હતી. શરૂઆતમાં તો એમનો પ્રેમ એમના દિલમાંજ ગૂપચૂપ રમત રમતો હતો, પણ એક સદ્ભાગી દિવસે એ આડ તૂટી ગઈ અને પરણવાના કોલ દેવાઇ ગયા. બાકીમાં તેના પિતાની સંમતિ રહી.

આ સૂના પડેલા રાજમહાલમાં **મો**હિનીચન્દ્ર એકલો નહોતો ફાવ્યો: જાણે પોતાનુંજ ઘર હોય તો બધાની છૂટને રમી જાય એવી છૂટ ભોગવતો **કે**શવકાન્ત હતો: એનો પગપેસારો અસાધારણ હતો. ઘણીકવાર એ અહીંજ જમી લેતો. **મો**હિનીચન્દ્ર આ બદલાયલી સ્થિતિ જોઈ શક્યો હતો, અને એથીજ **કે**શવકાન્ત તરફ તિરસ્કારભરી દૃષ્ટિ નાખતો. કેશવકાન્ત, એવા **મો**હિનીચન્દ્રને પત આપે એમ નહોતો. એ એટલો બધો બેપરવા હતો કે **મો**હિનીચન્દ્ર અને **અ**નસૂયા જ્યારે એકલાં બેઠાં પ્રેમમયતા અનુભવતાં હોય ત્યારે **કે**શવકાન્ત જાણી જોઇને સામે જઇનેજ બેસતો અને અનસૂયાને પોતાની સાથે વાત કરવા ફરજ પણ પાડતો. **ચ**ન્દ્રાનના સાથે તો એ લગભગ ફાવી ગયો હતો.

બીજી ગમ **સા**ગરિકાની તબીયત સુધરી હતી, પણ તે પોતાનો એકાંતવાસ છોડવા રાજી નહોતી. **મા**ધવ તેનીજ મસ્તીમાં મસ્તાન હતો.

**ચ**ન્દ્રાનના ઇર્ષાળુ અને સ્વાર્થી હોવાથી **મો**હિનીચન્દ્ર અને **અ**નસૂયાના મળી ગયેલા સ્નેહને સહી શકતી નહોતી. એ બન્ને વચ્ચે કૂટનીતિના અખતરાથી તે ફૂટ પાડવા માંગતી હતી, પણ નિષ્ફળ જવાથી વધારે ક્રુદ્ધ બનતી. જ્યારે એણે સાંભળ્યું કે માત્ર તેના પિતાની સંમતિ જ લગ્નમાં લેવાવી બાકી છે, ત્યારે તો તે બળી ઉઠી. કેશવકાન્ત અને **મો**હિનીચન્દ્ર દુશ્મન થવાની અણી ઉપર છે, એમ જાણી જઇ ખૂશ થવા લાગી.

જયારે પ્રણયી જોડું ખૂબ મઝામાં હોય ત્યારે કેશવકાન્ત જતો અને જણાવતો કે ' **ચ**ન્દ્રાનના કોઈ કાવ્ય સમજવા ચાહે છે તે સમજાવી આપવા કૃપા કરો ' અને પછી પોતે તેનીજ જગ્યાએ બેસી **અ**નસૂયાને દુઃખ થાય એવું બધું કરતો. વળી કોઇ કોઇ વાર **ચ**ન્દ્રાનનાનું ધ્યાન કોઇ શિષ્ટ લેખક, કવિ કે સાક્ષરના લખાણ તરફ ખેંચી વાદવિવાદમાં ઉતરી જઈ તેજ કાવ્ય પોતે લઇ વાંચતો અને થોડું એક વાંચી તેનો ભાર **મો**હિનીચન્દ્ર પર નાખતો. આ પ્રમાણે પ્રણયી યુગલને અનેક રીતે દુભવવામાં તેનું જીવન પૂરૂં થતું હતું. **ચ**ન્દ્રાનનાને આ ગમ્મતથી ખૂબ મઝા પડતી.

ગમે તેમ પણ તે પ્રેમી યુગલના અતિરેક થઇ ગયા હતો. **સ્ને**હબંધનની સંમતિ લેવાને **મો**હિનીચન્દ્રે નિશ્ચય કર્યો હતો અને તેજ પ્રમાણે તેજ દિવસે સીધો પુસ્તકાલયમાં ગયો. તેણે બધી વાત કરી. **સ્ને**હબંધને ચિંતાતુર હોય મ્હોં ઉંચક્યું અને કહ્યું:—

" **મો**હિનીચન્દ્ર, તમારા ઉભયનો સ્નેહ જાણી મને આનન્દ થાય છે, કારણ કે આથી વધારે સુયોગ મને મળવો શક્ય નથી. છતાં હું અત્યારે એ બાબતનો કશો જવાબ આપી શકું એવી સ્થિતિમાં નથી, એથી ઘણો દિલગીર થઉં છું. "

" આ તો હા છતાં ના, એ શું ? "

" એવું જ છે ! "

" શાથી ? "

" મારી સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી છે તેથી ! "

" અને તે સૂડી કઈ ? "

" અડચણ ત્યાં જ છે કે હું તે સૂડી સમજાવી શકું તેમ નથી. તેમ છતાં તે સૂડી જણાવતાં મને કશો બાધ નથી. તમારા પર મને વિશ્વાસ નહિ હોય તો પછી કોનામાં હશે ? તમે વચનથી બંધાઓ છો કે તે વાત કોઇને પણ નહિ કહો ? "

" મારા પર વિશ્વાસ રાખો "

" આભાર ! તમે જ્યારે **અ**નસૂયાને ચાહો છો, ત્યારે ભોગ આપી શકશો ? "

" ભોગ ? "

" એ ભોગ પૈસાનો હોય તો તમે એમાં નાહિમ્મત નહિ થાઓ એવી આશા છે ! "

" પરોપકારમાં, સમાજના કલ્યાણમાં અને યોગ્ય વૈભવ માટે પૈસા ખરચવાના હોય તો તે બાબત હું પાછી પાની કરૂં એવો નથી. ગુણવાન, સ્વરૂપવાન સુંદ-

રીને મારી પત્ની બનાવવામાં એક રાતી બદામ પણ ન વેડફું—સુંદરીને ખરીદવા મારો વિચાર નથી ! ગાય જેવી દીકરી જ્યાં વેચાતી હોય એવા કન્યાવિક્રયના સાટાને હું પસંદ કરતો નથી. ”

“ પરંતુ હું તમારા સગા તરીકે અને મુશ્કેલીને અંગે વ્યાજબી માગણી કરૂં તો ? ”

“ હું જે મિત્રસુખ માટે કરીશ તે લગ્નની કિમ્મત તરીકે નહિ આપું એવી મારી દઢ માન્યતા છે. ચોકખા શબ્દોમાં કહું તો આપ આપની પુત્રી વેચવા ઇચ્છતા હો તો હું એટલુંજ કહીશ કે મારી આશાનું કુમળું વૃક્ષ ઉગતાં વેંતજ કરમાઇ જતું હોય, લુંટાઇ જતું હોય; તો પણ હું ધર્મબુદ્ધિએ એ કામથી દૂર ભાગવામાં જ મારૂં શ્રેય માનીશ. ”

એટલું કહી **મો**હિનીચન્દ્ર તત્કાળ ઉઠી ગયો અને જવા તૈયાર થયો.

“ તમને ક્યાં ખબર છે કે મારા પર શી આફત તૂટી પડી છે ? જો તમે તે જાણતા હોત તો આવો જવાબ નજ આપત, એમ મને સંપૂર્ણ આશા છે. ”

“ ત્યારે આપ શ્રીમાન મને કશો સંતોષકારક જવાબ નહિજ આપી શકો ? ” જાણે તેણે તેના શબ્દો સાંભળ્યાજ નથી એવો સામો સવાલ કર્યો.

“ તમે મારી પુત્રીના શા હાલહવાલ કરશો એ ખબર છે ? એ તમારા વિના રોઈ રોઈ મરશે ! ”

“ મારી પણ એજ દશા થવાની એ કેમ કરી જણાવી શકું ? હું એને હરાજીમાં ખરીદવા નથી ઇચ્છતો એટલુંજ ? ”

“ વીશ પચીશ હજાર આપો અને **અ**નસૂયા તમારી છે ! ”

“ તેટલી રકમ સહેલાઇથી **કે**શવકાન્ત ભરી શકશે અને તમારી આશા બર લાવશે ! ”

“ **કે**શવકાન્ત ? ચંડાળ ? નરાધમ ? એનું નામ—અપશુકનીયાળ નામ જણાવી મને વધારે ત્રાસ ન આપો!”

“ અને એક રાજા જેવા માણસ પોતાની પુત્રીને ધોળે દિવસે, લીલામમાં મૂકશે ? આ આપનો નિશ્ચય છે ? ” મોહિનીચન્દ્રે કશો સાર નથી એમ જાણી ત્યાંથી ચાલતી પકડી.

**અ**નસૂયાએ પણ જાણી લીધું કે **મો**હિનીચન્દ્ર નિરાશ બની અમુક કારણોથી ચાલ્યો ગયો હતો. દુશ્મનો તેની ઠેકડી કરવા લાગ્યા અને રાજી થયા. નોકરે આવી **અ**નસૂયાના હાથમાં એક પત્ર મૂક્યો. શું લખ્યું હતું ? તેણે તે પત્ર વાંચ્યો અને વાંચી રહ્યા બાદ તેને ફાડી ચૂરેચૂરા કરી નાંખ્યા. તેની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ટપકવા લાગ્યાં. Love & Bear ચ્હાતું અને સ્હેવું—એ સિદ્ધાંત સચવાય, સમનવય તો પ્રેમની સાર્થકતા થાય, એવું એ પત્રમાં આખરે લખ્યું હતું.

પિતાના બોલાવવાથી તે તેમની પાસે ગઇ અને તેણે શાન્તિ અને ધૈર્યયુક્ત વચનો કહ્યાં તે સર્વે સાંભળ્યાં. “દીકરી, નિરાશ ન થા ! મારૂં હૃદય સાક્ષી પૂરે છે કે તું **મો**હિની-ચન્દ્રની અર્ધાંગના અવશ્યમેવ થઈશ. ધ્યાન રાખ કે આ બધાં કારસ્થાનનું મૂળ **કે**શવકાન્ત છે !” પિતાના છેલ્લા શબ્દો બેભાન પુત્રી સાંભળી શકી નહિ.

# પ્રકરણ ૨૧ મું.

## કાત્યાયિનીના કારસ્થાનની શરૂઆત.

**સ્ને**હબંધનની ચિંતામાં હરઘડી વધારો થયાજ જતો હતો. તેના હાથમાં પુસ્તક હોવા છતાં તેનું ચિત્ત પરોવાયું નથી. **छिद्रेष्वनर्था बहुलीभवन्ति** એ ન્યાય મુજબ અત્યારે તો સ્નેહબંધનની ઓટ હતી. આજ સમય **કા**ત્યાયિની અંદર આવી એટલે વળી તેને કશીક ચટપટી પેઠી.

“ અત્યારે આપની પાસે આવવાથી રોષ કરશો નહિ, એમજ આશા છે. મારૂં કામ ટૂંકામાં પતે એવું છે. ” આવવાના કારણની પ્રસ્તાવના કરી.

“ જે કંઇ કહેવું હોય તે કહી નાખ ” રજા,મંજૂર થઇ.

“ આપશ્રી ધારતા હશો કે મારે બા સાહેબ વિષે કંઇ કહેવાનું હશે, પણ તે બાબત મારે કશું કહેવાનું નથી.”

“ તો ? ”

“ કુમારશ્રી સંબંધી મારે કંઇક કહેવાનું છે ! ”

“ શું ? ”

“ સહજ છે, પણ ભયંકર છે અને એટલાજ પૂરતું વિચારવા જેવું છે ! ”

“ એટલે ? ”

“ આશા છે કે આપ ધીરજથી મારી વાત અંત લગી સાંભળી રહેશો. ”

“ તેમ થશે; પછી ? ”

“ આસરે ધારૂં છું કે જે દિવસે શ્રીમતી પર આફત આવી પડી અને આનન્દની રેલમાં આકસ્મિક—”

" ટાપટીપ વિના વાત થઇ શકશે ! "

" એક અપ્સરા જેવી અનુપમ રૂપવાળી બાળા આપના **માધવસેન**ની નજરે એક દિવસે ચડી અને પછી—"

" બસ એટલુંજને ! જા, જા, એવી વાતો ફરીથી અહીં લાવતી નહિ ! જુવાન છે. મારા કુળને બટ્ટો લગાડવા જેવું કશું એણે કર્યું નથી એટલે બસ. "

" આપ મારી વાત છેવટ લગી સાંભળશો તો જરૂર મને ધન્યવાદ આપશો, એવી આશા છે. હજી તો પાશેરામાં પહેલીજ પૂણી છે. "

" વારૂ, ચાલ, તારી વાત પૂરી કરી લે ! બહુ લંબાણ કર્યા વિના ટૂંકામાંજ પતાવી દેજે ! "

" ટૂંકામાં જણાવું તો એટલુંજ કે એ હવે તેની સાથે લગ્ન કરી પતિ પત્નીનો સંબંધ દૃઢ કરવા માગે છે ! "

" એમ ? "

" હાજી ! "

" તદ્દન જૂઠી વાત ! "

" તદ્દન સાચી વાત. "

" નજ મનાય ! "

" તો આપ પસ્તાશો એટલે માનશો ! "

" તારા જેવી લૂંડીનો શો ભરૂસો ! "

" હું લૂંડી હજારવાર ! ખયર, પણ આપની એક વફાદાર લૂંડી છું ! "

" એમ ? તો મને જરા વધારે સ્પષ્ટતાથી કહે જોઉં ? "

" હું બજારમાં કારણસર જતી હતી, તે વેળા મારી દૃષ્ટિએ કુમારશ્રી તેનો હાથ પોતાના હાથમાં રાખી જતા દેખાયા એટલે મેં તેમની પૂંઠ લીધી ! "

" હાથમાં હાથ રાખીને ?—ભરબજારમાં ? "

" જી. તે ગરીબ છોકરી પણ તેમની કૃપાથી તવંગર જેવી દેખાતી હતી. "

" આટલે લગી વાત આવી છે ? "

" એટલે લગી કે તે તેની જ જોડે પરણનાર છે ! "

" એટલે દરજ્જે **માધવ** જાય, એમ મારૂં મન કબુલ કરતું નથી. તું મરચું મીઠું તો નથી ભભરાવતીને ? "

" જો આપને મારા કહેવા પર પૂરતું યકીન ન હોય તો હું તે બાબતનો સાક્ષાત્કાર કરાવી શકું તેમ છું. "

" કાત્યાયિની, આ તારો આગ્રહી સ્વભાવ છે ! "

" આ મારો આગ્રહ નથી, પણ સત્ય છે અને તે જ આપને જણાવું છું. "

" તેં તેનું ઘર જોયું છે ? "

" હા: આપ ચાહશો તે ઘડીએ બધું બતાવી આપીશ. ઇચ્છા હોય તો અબઘડી પણ ચાલો. "

" તેનું નામ પણ જાણવા જેટલી જહેમત તેં ઉઠાવીજ હશેને ?

" આપની દાસી કશું ચૂકે એમ નથી. એનું નામ **માલતી** છે. "

" કેવું રમણીક અને સુંદર નામ ! છતાં તે આવીજ? "

" તેના ચારિત્રને હજી બટ્ટો નથી લાગ્યો. તેના ચારિત્ર માટે સર્વને ઉંચું માન છે ! "

" રે, જે માબાપો પોતાના પુત્રને કેળવણી આપવામાં બેદરકાર છે તેમની આવીજ દશા સમજવી. તે ઘરમાં વખતસર દેખાતો નથી તે આટલાજ માટે હશે ! મારા દુઃખમાં આજે દાવાનળ પ્રગટે છે ! મારૂં શું થવા બેઠું છે તે કળી શકાતું નથી ! "

" આપ વેળાસર ચેતશો તો તેનો ઉપાય થઇ શકશે ! નિરાશ થવાની કશી જરૂર નથી ! "

" હું મારી ફરજ બજાવી શકીશ. તેને મારી રૂબરૂ બોલાવી એનો સ્પષ્ટ ખૂલાસો માગીશ. "

" સુધારવાનો એ ઈલાજ નકામો છે "

" ત્યારે બીજો શો માર્ગ છે કે સરળતાથી કામ સાધી શકાય ? "

" આપ ધારો તો ફાવી શકો એમ છો ? "

" શી રીતે ? "

" એ ભાર મને સોપી દ્યો એ રીતે ! "

" તારી બુદ્ધિની કુશાગ્રતા માટે માન છે: પણ શી રીતે કામ પતાવવા માગે છે, એની રૂપરેખા તો જણાવ ? "

" આપને મારામાં શ્રદ્ધા છે કે નહિ ? "

" છે. "

" તો જાણવાની કંઈ પણ ઇચ્છા રાખ્યા વિના મને મારા રાસ્ત રસ્તાપર જવા દ્યો. "

" ભલે. "

" મારાં બાને પણ આથી અજાણ રાખવાં પડશે ! "

" ભલે, પછી કંઇ ? "

" હજી, એક કામ બાકી રહ્યું ! "

" તે પણ સાફ જણાવી દે ! "

" **માધવસેન** અને **ચન્દ્રાનના**–બન્ને આવતી કાલે સાયંકાળે ઉઘાડી વિકટોરિઆમાં **ચન્દ્ર**–ઉદ્યાનની આસપાસ ફરી આવે એવી વ્યવસ્થા કરશો ? "

" તેમ થવું તદ્દન સહેલ છે ! "

" તો પછી આપણો વિજય પણ સ્હેલ છે ! "

" ત્યારે તું હવે તારે કામે લાગી જા ! "

**કાત્યાયિની** તેની કુશળતાપર આફરિન થઇ ત્યાંથી ચાલી ગઈ.

# પ્રકરણ ૨૨ મું.

## દગો.

કદમ તુજ ચૂમવા ગભરૂ પડ્યાં'તાં પેરમાં તારા—
જફામાં ફેંકતાં તેને અરે! તુજ હાથ શું આવ્યું?
હતી જ્યાં વસ્લની ખ્વાહિશ મળ્યું ત્યાં ઝેરનું પ્યાલું!
મગર તે જામને ભરતાં કહે તુજ હાથ શું આવ્યું?
મુકદ્દરમાં હતું તેવું બન્યું તુજ હાથથી માલિક!
પરંતુ એ દગો દેતાં કહે તુજ હાથ શું આવ્યું?

—કલાપી.

પ્હો ફાટતાંજ માધવ માલતીને મળવા આજે **ચંદ્ર**-ઉદ્યાનમાં ગયો. ખુબ વાતચીત કરી બન્ને જુદાં પડ્યાં અને માર્ગે પડ્યાં. તે વખતે **કાત્યાયિની** **માલ**તીને નજરે પડી. તેણે તેને **સા**ગરિકાની દાસી તરીકે તરત પિછાની લીધી. **માલ**તી એને જોઇ હસી; પરંતુ ખંધી **કાત્યાયિની** જાણે તેને ઓળખતી ન જ હોય તેમ અચાનક ઉભી રહી બોલી:—

"મેં તમને જોયાં હોય એમ લાગે છે! તમે **સાગ**-રિકાબાઇ પાસે આવેલાં ખરાં કે?"

"આપની કલ્પના બરાબર છે."

"અને તમારૂં નામ **માલ**તી બહેન; ખરૂં?"

"તમે ઠીક યાદ રાખી શક્યાં છો. વારૂં, **સાગ**-રિકાબાઇની તબીયત હવે તો સુધરતી જાય છે ને?"

"હવે તો બહુજ સારી છે. ઠીક, તમે ક્યાં રહો છો?"

"હું? હું અહીં પાસેજ રહું છું—આવશો તો ઘણો આભાર થશે!"

"હાલ મને ઘણી ઉતાવળ છે, એટલે લાચાર છું. વળી ફરી જોઇશ!"

"જેવી મરજી. વળી ફરી આવી અમારા ગરીબનું ઘર પાવન કરશો."

"ચાલો ત્યારે, હું હમણાંજ આવી જઉં. મારૂં કશું ઠેકાણું નહિ. તમારા જેવાને ત્યાં આવવાથી મને મઝા રહેશે!"

**કાત્યાયિની** ધંધાને કારણે યુક્તિબાજ હોવાથી ફાવી ગઇ અને તેની સાથે ગઇ. **કાત્યાયિની** તેના નાના પણ અલંકૃત ગૃહને જોઇ, એ બધો વૈભવ **માધવ**ને પ્રતાપે છે, એ બરાબર સમજી ગઇ. ગમે તેનું ધ્યાન એ ગૃહની સ્વચ્છતા તરફ પહેલું ખેંચાતું. લગ્ન પ્રસંગની ધામધૂમ ચોકખી દેખાતી હતી. આ બધી તૈયારીઓ જોઇ તે તેના દિલમાં બળવા લાગી દ્વેષના અમાપ અંકુર ફૂટ્યા. તે વિચારવા લાગી કે હું વખતસર ચેતી ગઈ ન હોત તો એ બંને જરૂર પરણી જાત. **માલ**તીને તે છૂટા છવાયા સવાલો કરવા લાગી, જેના તે યોગ્ય જવાબ વાળતી. **માલ**તીએ વિવેકની ખાતર કેટલાંક ફળ લાવી આરોગવા વિનંતિ કરી.

"**માલ**તી બહેન, મારા કરતાં ચારેક વર્ષે મ્હોટી એક બહેન હતી. તે જાણે સ્વર્ગની પરી. કામદેવ જેવા પતિને પરણવા તૈયાર હતી. તે યુવક મારી બહેનને ઉંચી ઉંચી આશાઓ આપી લલચાવતો જતો હતો, પણ તે શેતાને તેને છેતરી. તેના કાલાવાલા આગળ તે છેતરાઈ ગઇ. ભોળવાઇ ગઈ! તેની બહુમૂલ્ય પવિત્રતા ગઇ અને લગ્ન મટી હાહાકાર વર્તાયો. તે બીજી સ્ત્રીને પરણ્યો અને મારી બહેનની આશા નિર્મૂળ થઈ! આ કળિયુગમાં મોઢે મીઠું લવનારાની ખોટ નથી. સ્ત્રીઓ ભોળવાઇ છેતરાય છે ને પાછળથી પસ્તાય છે. રે, એ બાબતનું મને દુઃખ થાય છે, બહેન!"

"દુષ્ટતાની પરિસીમા."

"બહેન, તમને એનો પુરો ખ્યાલ ન આવી શકે. દગાબાજ દુનિયાના ઝપાટામાં જે આવી જાય છે, તેનેજ એનો ખ્યાલ આવી શકે. અત્યારે મારી બહેનના દુઃખે હું પણ દુઃખી છું."

"તમારા જેવી બહેનોને ધન્યવાદ ઘટે છે."

**કાત્યાયિનિ**એ માલતીને આગળ કહેવા માંડ્યું:—"કેટલાયે માસ વીતી ગયા, ત્યારે તે પાશવવૃત્તિના ચંડાળને નિહાળવાનો પ્રસંગ મને આજેજ અચાનક આવી મળ્યો. તે **ચન્દ્ર**ઉદ્યાન પાસે થઈ જતો હતો તેજ ઘડીએ મારા અપાર રોષને અટકાવવો મુશ્કેલ થઇ પડ્યો અને તેની પાછળ પણ હું દોડી—પણ અફસોસ તે ક્યાંય અદૃશ્ય થઇ ગયો. જો તે ક્યાં રહે છે એ મારા જાણવામાં આવી જાય, તો પછી તેની રેવડી કરવામાં બહુ વાર ન લાગે. બસ, હવે તો રોઇનેજ રહેવાનું નશીબમાં સર્જાયું છે!"

"ભાવિના જોર આગળ માણસ પાંગળો છે—જખ મારે છે!"

"તે વિચિત્ર સંજોગોમાં હતી, એટલામાંજ તમારો અણધાર્યો મેળાપ થઇ ગયો અને અહીં આવી."

"તમારો અનુભવ માણસ જાત માટે માર્ગદર્શક છે!"

"બહેન, તમે એ જુવાનને જુઓ તો મારી વાત માનોજ નહિ. તે એવો તો મીઠાબોલો અને રૂપાળો છે કે એ દુષ્ટતા અને હલકાઇથી ભરેલો હશે એ માનવાજ ના પાડો! પણ મણિવાળો સર્પ ક્યાં ઓછો ભયંકર હોય છે?"

“ બહારની સુંદરતાથી માણસે મોહાઈ પડી ફસાઇ જવું નહિ. ”

“ બહારથી સફાઇવાળાં વસ્ત્ર પહેરી દુનિયાને આંજનારાઓની ખોટ નથી. પારકાની દુર્ગતિ કરી પોતે તાગડધિન્ના કરનારાઓથી ચેતતા રહેવાની બહુજ જરૂર છે. નિર્દોષ બાળાઓને ફોસલાવી, લાલચ આપી ઘણાંય જીવન વટલાવે છે ! એવાઓથી તોબાહ: પ્રભુ બચાવે ! ”

“ અને હું પણ તમારા આગળ મારો એક ભેદ ખુલ્લો કરૂં તો તેમાં શી હરકત છે ? એટલુંજ કે હું એક તવંગરની વધૂ થનાર છું. ”

“બહુ ખુશીના સમાચાર ! આ બધી ધામધૂમના એની સાખ પૂરે છે ! તો તમારા ભાવિ પતિથી સુખ પામો એટલીજ આશા અને પ્રભુ પ્રત્યે પ્રાર્થના ! ”

આ પ્રમાણે કાત્યાયિની પોતાના દાવપેચમાં આગળ વધ્યે જતી હતી અને જાણે ખૂબ ઉતાવળ હોય તેમ ઉઠવાનું બહાનું કરી રજા માગી.

“ ઠીક બહેન, ત્યારે હું જઇશ; પણ આ રસ્તાની હું તદ્દન અજાણ હોવાથી મને ત્યાં લગી મૂકવા આવશો ખરાં ? ” સાપને સાણસામાં પકડવા કાત્યાયિનીએ જણાવ્યું.

“ હા, ચાલો ! ઘણી ખૂશીથી ! ” એમ કહી ભલી ભોળી માલતી તેની સાથે ગઇ. પોતાની પાથરેલી જાળમાં શિકાર સપડાશે, એમ તેને ખચિત લાગ્યું. થોડાજ વખતમાં બન્નેની આશાઓ કચડાઈ જશે એનો અવર્ણ્ય આનંદ માણવા લાગી. ચન્દ્રોદ્યાનની લગભગ તેઓ આવી પહોંચ્યા. તેણે દૂર દૂર નજર ફેંકવા માંડી અને એટલામાંજ તેની આશાની તૃપ્તિ જણાઈ. તેણે હવે વાતોમાં ખૂબ રસ લેવા માંડયો. માધવ, ચન્દ્રાનના સાથે વિકટોરિયામાં પૂર દમામથી તેમની લગભગ પાસે થઇને પસાર થયો અને તેજ ઘડીએ કાત્યાયિનીએ પોકારી માલતીને ખેંચીને કહ્યું:–“એજ, એજ નરાધમ, જેણે મારી બહેનને છેતરી જીવતર ધૂળ કર્યું ! ”

માલતી ભયભીત બની એના સામું જોઇ રહી. માધવ અને ચન્દ્રાનના સાથે એકજ બેઠક પર હતાં અને સામી બેઠક પર એક વૃદ્ધ માણસ બેઠો હતો એવું એણે જોયું. તેણે તે ચન્દ્રાનનાને તેની કોઇ સ્ત્રી કે રમણી તરીકે કલ્પી.

તેઓ પૂર આનન્દમાં લાગતાં હતાં. માધવ પૂર વેગમાં આ તરફ કોણ કોણ છે, એમાંનું કશું જાણી શકયો નહિ–જોઇ શકયો નહિ !

માલતીના હૃદયમાં વજ્રઘાત થયો. તેણે કાત્યાયિનીને સંબોધી કહ્યું:–“ બહેન, જરા સ્પષ્ટતાથી સમજાવો ! ” જાણે તે શું કહેવા માગે છે, એ નજ સમજતી હોય તેમ જવાબ વાળ્યો:—

“ તમે એને ના જોયો ? જુવાનજોધ હતોને ? હમણાં ગાડીમાં ગયા તેજ ! ”

“ જોયો, બહુજ સારી રીતે જોયો ! ” હજારો સર્પદંશ એકી વખતે થતા લાગ્યા,

“ નરાધમ, કઇ ઘડીએ એનો જન્મ થયો હશે ! રે, મારી બહેનના શિયળને લુંટનાર દુષ્ટ !–પણ તમે તેને તેની સ્ત્રી સાથે જોયો કે નહિ ? ”

“ બસ, હવે બહુ થયું ! ” આંખે અન્ધારાં વળ્યાં. તે ઝેરી નાગણના વિષથી તેનાજ પગ આગળ ઢગલો થઇ ગઇ !

---

## પ્રકરણ ૨૩ મું.

---

## દાસીની ધૃષ્ટતા.

---

ઉપરના બનાવને ત્રણ મહિના વીતી ગયા છે. સ્નેહબંધન પ્રત્યેક દિવસે તેના દુ:ખમાં ઉમેરોજ જુએ છે અને એથીજ એ વધારે ને વધારે મૂંઝાતો જાય છે. તેને તેની ખરાબી આવતી હોય એમ સમજાવા લાગ્યું અને હવે શું કરવું તે કહી શકતો નહોતો. મોહિનીચન્દ્ર નિરાશ બની ગયા પછી ફરીથી પાછો દેખાયોજ નહિ એટલે અનસૂયાના દુ:ખના દિવસોમાં પણ ઉમેરો થયો હતો. તે ઘડી પણ તેને યાદ કર્યા સિવાય ઝંપી શકતી નહિ.

આમ નિરાશામાં ને નિરાશામાં દિવસો વહેવા લાગ્યા. માધવ તેના પ્રણયમાં મસ્ત હતો એટલે એને ઘરની વાત સૂઝતીજ નહોતી. અલબત્ત વખત વહેતાં વસ્તુસ્થિતિ કળી શકયો હતો; પરંતુ તેનો પોતાનો પ્રસંગ એવો હતો કે બધાને ટપી જાય !

સાગરિકા એકાન્તવાસીજ રહી. આટઆટલાં દુ:ખ ફરી વળ્યા છતાં, ચન્દ્રાનના આ બધું સગી આંખે નિરખતી છતાં તે તદ્દન બેદરકાર રહી આનન્દમાંજ મોજ માણતી.

કેશવકાન્ત તેના પોતાના નિયમમાં જરાકે વાંધો આવવા દેતો નહિ. તે કનૈયાલાલ બની મહાલતો અને દુ:ખી અનસૂયાને બની શકે એટલી રીતે પજવવામાં

ક્યારા રાખતો નહિ. તે બે બહેનોમાંથી કોને હાથ ઝાલવો એના વિચારમાં હતો.

માલતીનની તેની માગણીનો સ્વીકાર કરવા ગમે ત્યારે તૈયાર હતી; પણ અનસૂયા તેનાથી કંટાળતી અને બ્હીતી પણ હતી.

સ્નેહબંધન અત્યારે પુસ્તકાલયમાં બેઠો બેઠો વાંચી રહ્યો હતો. તેનું શરીર કૃશ બની ગયું હતું. ડાચાં બેસી ગયાં હતાં અને વૃદ્ધાવસ્થાની ખરી હાલત તેના અવલોકનથી પારખી શકાય છે. ચિંતા શું નથી કરતી ?

કોઇના આવવાનો અવાજ થયો. કાત્યાયિની દૃઢતાથી અંદર આવી અને સવિનય બની—જોઇએ તેથી પણ વધારે વિવેકી થઇ ઉભી રહી. તેના હાવભાવ અને ચાળા ઉપરથી તેના હૃદયની ભાળ મેળવી લેવાય એમ છે:—

'નમન નમનમેં ફેર હૈ, બ્હોત નમે નાદાન;
દગલબાજ દોરા નમે, ચિત્તા ચોર કમાન.'

એવોજ કંઇ ઘાટ અહીં હતો. તે ચૂપકીદીથી ઉભી રહી હતી એટલે સ્નેહબંધને કંટાળી આવવાનું કારણ પૂછ્યું:—

"અત્યારે કેમ આવી ?"

"આપ સાથે કંઇક ખાનગી વાત કરવાની ઇચ્છાથીજ." કંઇ પણ સંકોચ વિના ઉત્તર વાળ્યો.

"હું કંઇ તારી જોડે વાત કરવા એવો નવરો નથી. મેં મારી ચિંતાઓ વધારી દીધી છે અને એથીજ હું તારાથી હવે કંટાળ્યો છું. મારા ઘરમાં જે સ્થિતિ ઉભી થઇ છે, તે જોતાં આત્મા વિનાનાં દેહ છે ! મને ઘડપણ વધારે દાબવે છે, માટે કહું છું તું એકદમ અહીંથી ચાલી જા !" સત્તાવાહક અવાજે કહ્યું.

"અનસૂયા બહેન અને બાઈની મુશ્કેલીઓથી હું અજાણ હોવાથી મારાપર ક્રોધ ન ધરે ! હું કંઇક બીજીજ વાત કરીશ !" ટાઢાશથી જણાવ્યું.

"મારે કોને દોષ દેવો અને ન દેવો એની વિચારશક્તિ હવે મારામાં નથી, માટે–" પોતે એક ટકાની દાસી આગળ ખુલ્લા હૃદયે વાત કરવાનું ઠીક નહિ ધારતાં ત્યાંજ થોભી ગયા.

"આપ માધવસેનવાળો પ્રસંગ યાદ કરો અને મેં જણાવ્યું હતું તેમ બન્યું હોય તો આપ કોને દોષ દેત?"

"હું દોષ કોને દઉં ? બનનાર બન્યું જાય છે, એમાં માણસ કશું કરી શકતો નથી. પ્રભુએ કંઇક સૂઝાડયું અને બનનાર બની ગયું."

"છતાં તેની શોધમાંથી તે અટક્યા નથી એ ભૂલી જવું જોઇતું નથી !"

"અને આશા રખાય છે કે તે તેના પ્રયત્નોમાં નથી ફાવવાના !"

"અને મને પણ આશા છે કે મારા પ્રયત્નોના બદલામાં મને કંઇક આપ તરફથી હજી લગી કશું ઈનામ આપવામાં નથી આવ્યું. તો તે તરફ ધ્યાન જશેજ,"

"તને જ્યારે ઇનામ આપવામાં આવતું હતું, ત્યારે તેં ભવિષ્યમાં માગવા જણાવ્યું હતું !"

"મારી માગણીનો હવે વખત આવી લાગ્યો છે, આપ તે ધીરજથી સાંભળી લેશો એવી આશા છે." પ્રસ્તાવના કરી.

"ચાલ તો કહી દે !"

"તો કહું છું, પણ ફરીથી ચેતવું છું કે આપ આપનું સમતોલપણું જાળવી રાખશો !"

"વારંવાર આ શી સૂચનાઓ ? તારી માગણી એવી કૈકેયી જેવી તો નથી ને ? રામચંદ્રને વનવાસ કાઢવાનો છે ?"

"જરાક એવુંજ છે ! એટલે રોમ રોમ ક્રોધ વ્યાપશે, એની મને સંપૂર્ણ ખાત્રી છે. મારે માધવસેનની પત્ની થવાના કોડ છે. મારા એ કોડ પૂરાશે ?"

હળાહળ ઝેર વ્યાપી ગયું. જ્ઞાનશક્તિ જતી રહેવા લાગી. તેઓ સિંહગર્જનાથી ગર્જી ઉઠયા: "ચંડાલ ! તું આટલે હદ લગી હિંમત કરે છે ? મગજમાં આવ્યું તે ગમે તેમ લવી નાંખે છે ? ચાલ દૂર થા અહીંથી; નહીં તો લાત ખઇશ !"

"આમ ક્રોધે ભરાઇ નકામા દુઃખી થાઓ છો ! મારી છૂટ કંઇ ખોટી નથી, મારે પરણવું છે એટલે કબૂલ કર્યા વિના કંઇ ચાલે એમ છે ?" નિરાંતથી ઠંડે કલેજે જવાબ દીધો.

"હદ થાય છે, તારી મજાકને !"

"આ મજાક નથી ! સાવ સાચી વાત છે ! આથી વિશેષ સ્પષ્ટ શું કહું ?"

"હવે મને તારાં કારસ્થાન સમજાય છે ! માલતીને હથીઆરરૂપ કરી તું તારોજ સ્વાર્થ સાધવા આટલે દરજ્જે વધી છે, ખરૂં ને ? જા, તારી ઇચ્છા હોય તો માધવને જણાવજે કે તેના પ્રેમમાં અડચણ કરનાર એનો પિતાજ હતો. એમ બેલાશક કહેજે ! ચાંડાલિની ! એક દાસી તરીકે રહી છેક મારા જેવાને ડારવા અને દાબવા પણ તૈયાર થાય છે ? જા, જા, કુતરી ! આ તો હુલામાંથી ચૂલામાં ! વાત જો હવે વધારે ચૂંથીશ તો લાત ખાશે !"

કાત્યાયિની નીડરતા અને સ્થિરતાથી ઉભીજ રહી અને હસવા લાગી. આટઆટલી ધમકીઓ છતાં ડર નથી લાગતો એ જોઇ સ્નેહબંધન અત્યંત થયો અને તેની આ અડગ હિમ્મતમાં કંઇક બળવાન કારણ હશે એમ માની લીધું. જરાક નરમાશથી ધાક પાડવા કહ્યું:–

"કેમ, હજી તારાથી ખસાતું નથી? જા, મને તારાં કરેલાં કૃત્ય જોતાં દયા આવે છે; માટે ગૂપચૂપ ચાલી જા!"

"ગૂપચૂપ જવાનું હોત તો અહીં ઉભીજ ના રહેત! આપને વિચાર કરવાનો વખત આપું છું!"

"તું મને વખત આપે છે? એટલે?"

"એટલે આપ મારા શ્વસુર બનો એવી મારી પ્રાર્થના અંગીકાર કરો!"

"તું મોહિનીચન્દ્રને તો મળ! તારા રાઈ રાઈ જેવડા ટૂકડા કરી નાંખશે, એ ખબર છે? જા આજે તારૂં મગજ ઠેકાણે લાગતું નથી!"

"મારૂં મગજ પૂરેપૂરૂં ઠેકાણે છે! મારા નિશ્ચયમાં રતિ ભાર પણ ફેરફાર થઇ શકે એમ નથી!"

સ્નેહબંધન તેના અડગ નિશ્ચય અને આવી છૂટથી નરમ બની ગયો. તે ખાનગી વાત જાણતી હોવીજ જોઇએ, એમ આ ઉપરથી તેણે કલ્પી લીધું.

"આપના દિલમાં શા વિચારો ચાલે છે, એ હું વાંચી શકું છું. હું આપની ખાનગી વાત બરાબર જાણું છું!"

"બધી?"

"હા, બધી!"

"ખોટી વાત! તું શું જાણી શકે? જાણતી હોય તો જણાવ!"

"આપની પત્નીના સ્વમુખથી જે રહસ્ય આપ જાણો છો, તેજ હું કહેવા માગું છું!" સ્નેહબંધન તદ્દન હતાશ થયો.

"હું માધવસેનને બહુજ ચાહું છું—તેમને પૂજું છું અને એટલાજ માટે મારે આટલી બધી અડગ હિમ્મત કરી આપને દુઃખ આપવું પડયું છે. અને માધવસેન હજી માલતીને ભૂલતા નથી! તેની શોધ માટે ખૂબ ખર્ચ કરે છે અને જાત મહેનત પણ ઓછી નથી! હું પણ એમની મહેનત નકામી નિવડે માટે મારાથી બનતું બધું કરૂં છું. મારી ઇચ્છા પૂરી કરતાં આપને શરમાવું પડશે, એ હું સમજી શકું છું. એક છેવટની વિનંતિ એટલીજ કરવાની રહે છે કે આ બાબતની જાણ આપ આપના પુત્રને કરશો!"

આ તે વિનંતિ કે સત્તાવાહક ફર્માન? તે કાત્યાયિની પાસેથી એક નવો પાઠ શીખ્યો. તેને તેની ઇચ્છા પોષવા સિવાય બીજો એકે માર્ગ જણાયો નહિ. કાત્યાયિનીના આનન્દનો પાર નહોતો. તે નેન નચવતી ત્યાંથી ચાલી ગઇ!

---

# પ્રકરણ ૨૪ મું.

## જુગારી.

"અર્થી અંધજ હોયે આપ
અર્થી ન ગણે પુણ્ય ને પાપ."

એક દાસી જેવી પણ સ્નેહબંધન આગળ ક્ષુલ્લક વાતો કરી જાય, નિડરતાથી અવિચારી પગલું ભરવા જેટલું સાહસ કરી નીચોવે એ ભાગ્યનો ઓટ નહિ તો શું? રૂદન રોજનું થઇ પડયું હતું એટલે દુઃખ સહેવાની ટેવ પડી ગઇ હતી. માનસિક પરિશ્રમ અથાગ વધી પડયો હતો. ચારે કોર નિરાશાથી માણસ કયાં લગી ટકી શકે? એ એકદમ ઉભો થઇ ગયો અને ત્યાંથી સીધો ઉદ્યાન તરફ ફરવા જવાથી ચિત્ત શાન્ત થશે, એવી આશાથી નીકળ્યો. ઉદ્યાનમાં એક રમણીય તળાવ બાંધવામાં આવ્યું હતું. તેનું નામ 'નાગ સરોવર' હતું. તેના કિનારાપર ફૂટપાથ જેટલી જગા રાખવામાં આવી હતી. અને ચોગર્દમ બાસ્ટીઓ ગોઠવી દેવામાં આવી હતી. રચના અને સૌન્દર્યના સંમિશ્ર આલોકથી મનુષ્ય કલ્પાન્ત મટી શાન્ત થતો. પવન ફરફર વાતો હતો. અહીંઆં સ્નેહબંધન આવી પહોંચ્યો અને કાત્યાયિનીના સંબંધમાં અનેક વિચાર કરવા લાગ્યો. એક ખવાસણ સાથે પોતાનો પુત્ર પરણે એ કેટલું હસવા જેવું? તે હસ્યો, પણ તેનું અર્ધું હસવું કૃત્રિમ બની ગયું. આજ વખતે તેની નજરે એ સરોવરના ઉંડા પાણી પર કોઇની છાયા દેખાઇ. નિમિષ માત્રમાં તે છાયાવાળો પુરૂષ દેખાયો અને નાગ સરોવરમાં જંપલાવી દેવાની તૈયારી કરવા લાગ્યો. તે આત્મઘાતી પુરૂષને નિહાળી સ્નેહબંધન ગભરાઇ ઉઠતા હતા, એટલામાં તે બોલતો સંભળાયો—

"શા માટે! હું મૃત્યુને નહોતરૂં? નહિ બને!" એમ બોલતાં તે પાછો વળી ગયો અને જ્યાં સ્નેહબંધન બેઠો હતો ત્યાં જ સીધો ચાલ્યો.

"દુઃખી માણસ, તું કોણ છે? તારે મરવાની આટલી વ્હેલી ઉતાવળ કેમ કરવી પડે છે?" દુઃખી આત્માએ દુઃખી આત્મા જોયો.

"કોણ ? અહીં કોણ બોલે છે ?" વૃક્ષની ઘટામાંથી બહાર નીકળી આવી, તે માણસે આમતેમ જોયું અને સ્નેહબંધનને જોતાં કહ્યું:—

"મારી દયા ખાતા હો તો મારી મુશ્કેલી ટાળો–મિટાવો!"

તે ઉંચો, શરીરે હૃષ્ટપુષ્ટ, અપ–ટુ–ડેટ કપડાં અને આકર્ષક મ્હોવાળો, છતાં તેની વિષય વાસનાની ઘેરી આંખો અને એની આસપાસ કાળાં કુંડાળાં, મ્હોની ફિક્કાસ અને સાથે કંગાલીયતનાં ચિહ્નો એટલાં જ સ્પષ્ટ હતાં. સ્નેહબંધને એને એના લાગનો જોયો.

"તારી મુશ્કેલીઓ ટાળું તે પહેલાં તું મને તારી જીવનકથા કહે."

"એટલુંજ ? મારી કરમ કહાણી ટૂંકી ને ટચ છે. કહેવાતા કુલવાન માબાપનું હું ફરજંદ એટલે મારા મોજ શોખને કોઇ રોકનાર કે ટોકનાર નહિ ! એકનો એક લાડકવાયો છોકરો એટલે અયોગ્ય ખાનપાન, લાડ મને પૂરેપૂરાં હતાં. દુરાચરણના છાંટા અડયા પછી મારી વાત પૂછવીજ શી ! હું મારી વીશ વર્ષની ઉમ્મરે કુલ સત્તાધીશ બન્યો. માબાપ વગરનો થયો, ત્યારે મારા હાથમાં પાંચ લાખ રૂપિયા આવી પડયા. મારી હાલની ઉમ્મર પચીશ વર્ષની છે અને એ પાંચ વર્ષમાં જુગારી તરીકે પંકાયલો હું પાંચ લાખનો દલ્લો સહજમાં ગુમાવી બેઠો. મારી કંગાલ હાલત થવાનું આ કારણ ! બોલો, શરત કબૂલ !"

"તમે એક રસ્તાના રખડતા ભિખારી બન્યા છો, કેમ ?"

"હવે નથી ગામમાં ઘર કે સીમમાં ખેતર કે મારા દિવસો ગુજારી શકું ! હું હવે લુંટારૂ બન્યો છું. મારા રસ્તામાં જે પહેલો સપડાય તેને લુંટવાના ઇરાદાથી અહીં આવેલો, પણ મારી મુરાદ બર ન આવી અને કંટાળી આ પાપમય જીવનનો અંત લાવવો એ વિચારથી આ જળસમાધિ કરવા–જળમાં પ્રયાણ કરવા–જીવન ટૂંકવવા ધારણ હતી તે નિષ્ફળ ગઇ છે ! અને હવે તો તમારા જેવો એક શાહુકાર હાથ આવી ગયા છે એટલે હવે બેડો પાર !"

"ત્યારે તો તમે મને લુંટવાના વિચારમાં છો કેમ ?" કંઇક આશાનું ઝરણ ફૂટયું.

"હું તમને લુંટીશ !" જરાક કઠણાઇથી કહ્યું. "કેમ નહિ ? મને દુનિયાએ લુંટવામાં શી બાકી રાખી છે કે હું તમને ન લુંટું !–કંઇ કારણ ? તમારા હાથની આંગળીપર પેલી હીરાજડિત વીંટી કેવી ચળકી રહી છે ! સોનાનો અછોડો મને કેવો લલચાવે છે ? તમે ઘરડા થયા છો, જ્યારે હું જવાનજોધ પહાડ જેવો છું–ભીમ જેવો બળવાન છું ! તમે કુબેર ભંડારી જેવા પૈસાદાર–માલદાર લાગો છો, હું ભિખારી બની ગયો છું; એટલે બેશક તમારે મને એટલી વસ્તુઓ તો આપવી જ પડે !" એટલું બોલી આંખ ચગાવવા લાગ્યો.

આ દરમ્યાન આ વ્યક્તિની બરાબર પિછાન થઈ ગઇ હતી. તેને આંગણેપર આવેલો જોઈ તેના મનની સંકડામણ કળી શકાતી હતી, અને એથીજ સ્નેહબંધનનો હર્ષ એટલે દરજ્જે વધી ગયો હતો. શઠ શિરોમણિની દૃઢતા આવીજ હોય. તેને કાત્યાયિની પજવી રહી હતી. દબાવી રહી હતી, તેને પાંસરી તીર જેવી કરવા આ એક હથિયાર હતું. આબરૂના સાવ કાંકરા થઇ જાય એમ હતું માટે **શઠં પ્રતિ શાઠયં કુર્યાત્** એ ન્યાયે ખૂનનો બદલો ખૂનજ હોય એ વ્યવહાર તેને સમજાયો.

"અને હું તમારી ઈચ્છાને તાબે ન થઉં તો તમે મને લુંટોજ ?"

"લુંટુંજ ! મારા પાંચ લાખ રૂપિયા શું નથી લુંટાઇ ગયા ? જે માણસ જગતમાં વ્યવહાર પાવરધો છે, તે બધામાં પાવરધો છે. આદિકાળથી જે સૃષ્ટિ જે નિયમે નભી રહી છે, તેનું ઉલ્લંઘન હું ન કરી શકું !"

"તમારો દૃઢ નિશ્ચય છે ?"

"અરે, ભીષ્મ પ્રતિજ્ઞા છે ! બે દિવસ થયાં અન્નના સાંસા પડયા છે ! મને મારા પોતાના ઘરમાંથી કહાડી મૂકવામાં આવેલો છે ! તમે મને વાતે ચડાવી કોઇના તરફથી મદદની રાહ જોતા હશો કેમ ? ના, એ નહિ બને ! હું લુંટીશજ !"

"તમારા જણાવ્યા મુજબની ચીજો આપીશ, એટલુંજ નહિ, પણ મારી પાસે ૭૦૦–૮૦૦ રૂપિયાની નોટો છે. એ બધું તમારે માટેજ છે !"

"તો આજે સોનાનો સૂરજ ઉગ્યો છે ! તમે તમારી મેળે આમ પતાવવા તૈયાર થયા છો, એ હર્ષની વાત છે! તેમાં કાંતો તમે ખાસ હેતુસર આ કામ કરતા હો કે તમે બહુ ઉદાર હોવા જોઇએ !"

"તમારી કલ્પના સાચી છે ! મારે કામ એક પાર પાડવાનું છે !"

"તેની કિમ્મત પણ એવીજ સમજવી !"

"તેનો બદલો છૂટા હાથથી આપવામાં આવશે !"

"ત્યારે આ સેવક, ગમે તે કામ હો, એ કામ કરવા તૈયાર જ છે !"

"લોહી રેડવાનું હોય તો તે કરી શકશે ?"

"ગમે તે હોય–પછી શું ? ભર રસ્તા પર ધોળે દહાડે કોઇને લુંટવાનો હોય તો તેની કિમ્મત પંદરસે રૂપિયા પડશે. જે ઘરની આસપાસ પ્રહરીઓની ચોકી હોય ત્યાં ધાડ પાડવાની હોય તો ત્રણ હજાર પડશે. આગ લગાવવાની હોય તો ચાર હજાર. રાજદ્વારી બાબત

બાદ કરતાં અમે મરદ મૂછાળા છીએ. બાળકનું ખૂન કરવું હોય તો નવ હજાર. આ મારી રકમ છે, અને તે રકમ પહેલેથીજ આપી દેવાની શરત."

"આ બધું તમે ગાંડપણમાં તો નથી લવતા ને ?"

"હું જ તમને પૂછું છું કે તમે ગાંડપણમાં તો નથી લવતા ને ?"

"મારી વાતની સાખ તુરતાતુરત થઇ છે !"

"સ્વીકાર ! બોલો તમારૂં ફર્માન ?

"અત્યારે કશું નહિ. એક અઠવાડિયા પછી આપણે બન્ને આ જ સ્થળે ફરીથી મળીશું. ત્યારે બધું થશે !"

"સમજ્યો ! મને પકડાવવો છે ના ? પણ એ વાત ભૂલી જજો !"

"મૂર્ખ છે ! મારી વાત નથી સમજી શકતો" સ્નેહબંધને જરાક ક્રુદ્ધ સ્વરે કહ્યું.

"મૂર્ખ ખરો જ !" એમ કહી હસી પડયો.

"જો ઘોડાની ખરીઓના અવાજ સંભળાય છે ! હથીઆરબંધ ઘોડેસ્વાર આવતા હોય તેમ સ્પષ્ટ લાગે છે. અહાંથી હું બુમ પાડું તો તને પકડવો સ્હેલ છે; પરંતુ હું નહિ બૂમ પાડું, એટલુંજ વિશ્વાસ માટે બસ થઇ પડશે !"

તે જુગારી અને સ્નેહબંધન એકમેક સામું જોઇજ રહ્યા. "જો ઘોડેસ્વાર પસાર થઈ ગયા. મારા પર વિશ્વાસ રાખ અને મારા હુકમ પ્રમાણે વર્ત !"

"હવે મને તમારો વિશ્વાસ છે ! હું એ રિવોલ્વર સાથે અહીં આવીશ અને જરા પણ દગો લાગતાં એક તમને સાફ કરી નાંખશે અને બીજી જો હું પકડાઇશ તો મારો નિકાલ કરશે. મારી આટલી ધૃષ્ટતા માટે મને માફી આપશો"

"તમને એ બાબતની છૂટ છે ! આવતે રવિવારે આ જ સમયે અહીં મળીશું."

"નક્કી !" પછી તે બન્ને છુટા પડયા.

---

# પ્રકરણ ૨૫ મું.

## આશાફલાસિમાં

**જહીં આશા દીવો તહીં જરૂર અંધાર રજની,**
**વધુ જ્યાં એ બાલે તિમિર વધુ ત્યાં ગાઢ જન કી;**
**નવાં દર્દો કાંઇ નવીન ભડકાઓ જગવતાં,**
**અજાણ્યાને અંતે મરણ શરણે છેક ધરતાં.**

**—કલાપીનો કેકારવ.**

ઊપરના વાયદા પ્રમાણે બન્ને મળ્યા. સ્નેહબંધને અસ્પષ્ટતાથી તેને શું કરવું તે સમજાવ્યું. સાતસો રૂપિયાની થેલી તેના હાથમાં મૂકી–વળી બીજું અઠવાડિયું વીત્યું અને છૂટા પડયા. સાતસો રૂપિયાની થેલી બીજી વખત મળી અને એમ એ જુગારીની દૃઢતા પારખી. ત્રીજી વખત એક પક્ષ–પખવાડીયું–વીત્યા પછી મળવાનું નક્કી થયું.

આ છેલ્લી વેળા સ્નેહબંધને હૃદય ખોલ્યું. જુગારી કબૂલ થયો. રકમ નક્કી કરવામાં આવી, જેમાંની અર્ધી રકમ આગળથી અપાઈ અને બાકીની પાછળથી કામ પત્યે આપવાનું નક્કી થયું. બન્ને છૂટા પડયા.

કાત્યાયિની અને સ્નેહબંધનને મળ્યે આજ એક માસ થાય છે. કાત્યાયિની તેના વિચારથી એકની બે નજ થઇ. તે ન લલચાઇ સોનાથી, ન લલચાઇ વિનંતીથી તો પછી ધમકીથી તો ડગે જ શાની ? તેણે હવે એક જ અડગ વિચાર કરી રાખ્યો હતો અને તેનો અમલ કરવાની સૂચના જુગારીને આપણે જોયું તેમ અપાઈ ચુકી છે.

તેજ દિવસે સ્નેહબંધને એકવાર તેને પોતાની હજૂરમાં બોલાવી મંગાવી પૂછયું, "મારી આ હવે છેલ્લી જ વિનંતી છે કે તારા એ વિચારને ત્યાગી દે તો વધારે સારૂં"

"વાતને બહુ ચૂંથવામાં શો માલ ? આ વાત બહુ લંબાવવાથી એ કથળશે."

"મારો પુત્ર કેટલો ચિંતાતુર ભમ્યા કરે છે, તેનો તને ખ્યાલ આવે છે ? અને એવાને પરણ્યે તને લાભે શો ?"

"ગમે તેમ હો, પણ મારો એક જ આખરી વિચાર છે અને તે પહેલો અને છેલ્લોજ રહેશે; તેમાં મીનમેખ થનાર નથી જ બસ એજ ઇચ્છા છે !"

"તું લગ્ન બાદ દુ:ખી થઇશ, કંટાળીશ. તે ન કરવાનું કરશો તે વેળા કોણ ત્હારી વ્હારે આવશે ?"

"મેં મારો આખરી નિશ્ચય આપને જણાવ્યો છે."

"કાત્યાયિની ! લોભને થોભ હોય તો સારૂં ! મારૂં, માની જા !"

"માલતીને એ તેમની રાખેલી તરીકે વર્તશે, તેમાં મને કાંઇ નથી. હું તો મારા પદનીજ ભૂખી છું."

"સમજ, સમજ કે મોટા મોટા ઇલ્કાબો ધરવામાં સુખ નથી. જે પ્રેમ, સુખ અને નિરાંત અમીરના ગગન ચુંબી મહાલયોમાં નથી તે ફકીરની ઝુંપડીમાં જણાઈ આવશે. સમજ, સમજ, તારાં હિતનાં વચન કહેવા છતાં ના સમજે તો પછી કોનો વાંક? ચાતક પક્ષી પ્રાવૃષ ઋતુમાં જલ-બિન્દુનું પાન ન કરે તો તેમાં કોનો વાંક? યુવાવસ્થામાં સમજાવ્યા છતાં ના સમજે અને પરિણામે રડવું પડે તો તેમાં કોનો વાંક? તારા હિતનાં વચનો ન સાંભળે તો પછી તેમાં કોનો વાંક? સમજ, સમજ, સમજ, મારાં આ છેલ્લાં વચનો સમજ!"

"બસ કરો—મારે એમાંનું કશું સમજવું નથી. તમારા આ પિષ્ટપેષણથી મારૂં માથું પાકી જાય છે!"

"હું તારા નિશ્ચયને બરાબર જાણું છું. તારી ઈચ્છા બર આવશે!"

"આપ જો કૃપા કરી ચોવીશ કલાકમાં અમારાં લગ્ન કરાવી દો તો વળી મોટો ઉપકાર!"

"એટલું બધું? ઠીક—તારી મરજી એવી છે તો હું એવી વ્યવસ્થા કરીશ."

"આપ આપના કુમારને આ વાતની જાણ ક્યારે કર-નાર છો?"

"અત્યારે જ!"

"અને લગ્ન?"

"ચોવીશ કલાકની અંદર. જ્યારે હું **માધવ**થી વાત કરી પરવાર્યો હોઉં એમ લાગે એટલે તું અહીં આવજે."

"જેવી ઈચ્છા." હર્ષથી મલકાતી ચાલી ગઇ. ત્યાર પછી **માધવ** આવ્યા.

"પુત્ર, થોડા એક માસથી તારૂં શરીર કથળતું જાય છે એથી મને બહુ શોક થાય છે. તારા શોકનું કારણ જણાવશો તો મારા જીવને નિરાંત થશે!"

"પિતાજી, આપ એ વાત જાણી કદાચ નિરાશ થાઓ એવો સંભવ છે. એ વાત ન જાણવામાંજ મઝા છે."

"ત્યારે તું કોઈ સ્ત્રીને ચાહતો હોવો જોઇએ!"

"પિતાજી, કબૂલ કરીશ. હું એક ગુણવાન્ સ્વરૂપવાન્ સ્ત્રીને ચાહું છું; પણ ગરીબ, નિરાધાર,—"

"એ કોણ છે?"

"જે વસ્તુ નથી તેની વાત શી?—જેના સ્નેહમાં એક વેળા હું આનંદતો હતો તે હવે નથી તો તેના વિષે બોલવાથી શો ફાયદો? મારી અથાગ મ્હેનતે તે સ્નેહમૂર્તિ જોવામાં હવે નથી આવતી?"

"જેની સાથે તારે પીછાન નથી અને હવે જેને તું ચાહતો હતો, તે પણ નથી તો તે ભુલી જવામાંજ ઠીક છે અને તેમાં તારૂં ડહાપણ છે." તેમના એ પણ્ડિત જેવા વિચારોથી **માધવ**નું માનસિક બળ જરાયે નરમ ન પડયું.

"બેટા, તારી આ દશા મને બાળે છે!"

"બાપા, જ્યાં લગી મારી 'દેવી' **માલતી**નાં દિદારના દર્શન હું ન કરી શકું ત્યાં લગી હું આવો જ રહેવાનો! મને તેના વિના દિશાઓ શૂન્ય લાગે છે. નથી ભાવતું અન્ન કે નથી સૂતું ફાવતું. અહોનિશ એની એજ ભ્રમણા. મારાં સુખ સાધનો અસ્ત વ્યસ્ત થઈ ગયાં છે. મારા જીવનમાં કશો સાર નથી લાગતો. વધારે શું બોલું?"

"બેટા, તું મારૂં જીવન છે. આમ ન બોલ!"

"હું આજ્ઞાધીન હતો, આજ્ઞાધીન રહીશ! પણ મારૂં હૃદય ના કબુલે ત્યાં હું શું કરૂં?"

"કંઇ નહિ; આજ તું મારી સાથે મીજલીશમાં આવજે. આપણને એક મિત્રને ત્યાં આમન્ત્રણ છે!"

"આવીશ—ભારે હૃદયે પણ આવીશ! બીજુ કંઇ ફર્માન?"

"પ્રભુ તારામાં સદ્બુદ્ધિ રેડો!" **માધવ** ગયો અને ફરીથી **કા**ત્યાયિની આવી.

"ફત્તેહના ડંકા, **કા**ત્યાયિની! આજ્ઞાવશ પુત્રે નિરાશ હૃદયે પણ કબૂલ્યું."

"ધન્ય છે એવા આજ્ઞાશીલ પુત્રને! લગ્ન ક્યારે થશે? આપે શી શી ગોઠવણ કરી છે?"

"સાંભળ. મેં બધો ભાર **માધવ** પરજ નાંખ્યો છે. લગ્ન બહુજ ગુપ્ત રીતે થશે. તમારા લગ્ન પછી હું તમારો સ્વીકાર પણ નહિ કરૂં. પછી હું તમને ક્ષમા આપીશ બધું જૂનું થઇ જશે!"

"શાબાસ છે તમારી ચાણક્યનીતિને!"

"આજે મને અને **માધવ**ને બન્નેને મારા મિત્ર ચંદ્રસિંહે મીજલીશમાં ન્હોતર્યા છે. ત્યાં જવાનું નક્કી કર્યું છે. તમારે બન્નેને એ સમજવાનું છે. મારો પુત્ર છુપી રીતેજ ત્યાંથી બધું કરશે!"

"સમજી."

"બરાબર રાતના દશ વાગે **માધવ** ત્યાંથી છાનો માનો નીકળશે. જ્યાં લિમડાનું ઝાડ છે ત્યાં આગળ તારે ખુલ્લા ચોગાનમાં રાહ જોઇ ઉભા રહેવું. તે તને ત્યાં મળશે. તે વખતે ચાંદની નહિ હોય. તે ત્યાં આવી '**માધવ**સેન' એટલુંજ બોલશે. તારે '**કા**ત્યાયિની' એટલોજ જવાબ આપવો. તને એક ગાડીમાં બેસાડી એક ગામડામાં જઈ લગ્નવિધિ કરી નાંખશે એટલે તમારૂં ગાંધર્વ લગ્ન સંપૂર્ણ થઇ જશે. બ્રાહ્મણ આપણા વગનો છે. કેમ, પાસા પોબારને?"

"હા—પાસા પોબાર! પોષાક અને દાગીનાસૂની હું—"

"મારી બે દીકરીઓમાંથી એકનો પોષાક પહેરવો હશે તો તને તેની છૂટ છે. હિરામાણિકયાદિથી ભરેલી પેટીમાંથી ફાવે એટલું લેજે. તને હરેક રીતે છૂટ છે."

"સમજી—પરંતુ એ તો ચોરી થઇ!"

"અરે, જેને મારો પુત્ર પત્ની કરવા માગે છે તેને તેની શી પંચાત! હું તને મદદ કરીશ, પછી શું?"

"ત્યારે તો બેડો પાર!"

"કશી ફીકર નહિ. તું **માધવ**ની પત્ની થયા પછી મારી આબરૂ શી રીતે જતી કરનાર છે? આપણો કોલ કરાર પળાય પછી શાની પંચાત? તને કહ્યા મુજબ દશ વાગે લિમડા આગળ જઇ ઉભી રહેજે."

"એમ જરૂર થશે." આનંદથી કૂદતી તે ચાલી ગઇ

# પ્રકરણ ૨૬ મું.

## યોગ્ય શિક્ષા

**Man proposes and God disposes. What can be avoided whose end is purposed by the Almighty God!**

અત્યારે રાત્રિદેવીએ શ્યામલ અંબર પરિધાન કર્યું હતું; આકાશ, વાદળથી વધારે કાળું બની રહ્યું હતું. ચંદ્રમા, આકાશમાં તો દેખાય જ શી રીતે? અને તારકગણ કોઇ કોઇ પ્રસંગે આ કાળરાત્રિને ભેદવા મથતું હોય તેમ વાદળની ઓટમાંથી સૃષ્ટિ ઉપર પ્રકાશ વેરતું હતું. પવન જોરથી વિંઝાતો હોવાથી ક્ષણે ક્ષણે પારસ્પારિક વૃક્ષરાજિના અથડાવાથી થતો ભયંકર અવાજ રાત્રિની ભયંકરતામાં વધારો કરતો હતો.

ટાવરમાંથી આવેળા દશના ટકોરા કાત્યાયિનીના કાને અથડાયા અને સામેથી લિંબડાના ઝાડની પાસે કંઇક આકૃતિ આવતી જણાઇ. તેનો પહેરવેશ કાળો હોવાથી રાતની ભયંકરતાને મળતો આવતો હતો. કાત્યાયિનીએ અનસૂયાનો પોષાક તેમજ અલંકારો સજ્યાં હતાં. ઉપરાંત તેણે દાગીનાનો વધારાનો દાબડો સાથે રાખી લીધો હતો. કોઇપણ ન વહેમાય એટલી મહેનત અને ચતુરાઇથી તે આજે ઠેક્ત સ્થાન–સંકેતસ્થાને આવી ઉભી રહી હતી.

તેને બહુવાર રાહ ન જોવી પડી, કારણ કે પાંચ મીનીટમાં જ એક માણસ કાળા ઓવરકોટમાં ત્યાં આવી પહોંચ્યો.

"માધવસેન!"

"કાત્યાયિની!" જવાબ મળ્યો.

બીજીજ ક્ષણે તે કાળા ઓવરકોટમાં સંતાયલો માણસ તેનો હાથ પોતાના હાથમાં લઇ ચૂપકીદીથી ગાડી તરફ લઇ ગયો. માધવના મૌનથી કાત્યાયિનીએ તે ક્રુદ્ધ થયા હશે એમ કલ્પી લીધું. બહુવાર મૌન ટકવાથી તેણે પણ નહિ બોલવાનો દૃઢ નિશ્ચય કર્યો, પરંતુ અંધારી રાત્રિ, ભીષણ અને ભય ભરેલી જગાથી નિઃશબ્દતા વજ્રઘાતનું કામ કરવા લાગી. શૂન્યતા હૃદયમાં શૂન્યતા પ્રસારવા લાગી.

ગાડી ક્યાં હતી!–તે ક્યાં જતાં હતાં? આ પ્રશ્નો તેના અંતરમાં ઉઠવા લાગ્યા. પરંતુ આટલી બધી કઠણાઇ, ટાઢાશ–આવી નીરવતા અસહ્ય થઇ પડી. તેનું ગુમાન ખસવા લાગ્યું. તે ઝીણી નજરે ચારેગમ જોવા લાગી, તેનું મુખ નિરખવા ઘણાં ફાંફાં માર્યાં, અરે! પણ નિરાશા જ! પગની પાનીથી તે સર લગી ઓવરકોટમા સંતાયલા પુરૂષને જોવો મુશ્કેલ! કશું પણ ન વાંચી શકાયું. ફક્ત તેની આંખોનું તેજ કોઇ કોઇવાર ચમકારા મારતું એટલુંજ. કોઇ વાઘની ગુફામાંથી ભૂખ્યો વાઘ જોતો હોય એવી તની બિહામણી આંખો જોઇ તે ધ્રૂજી ઉઠી.

ભયનો પ્રવેશ પૂરેપૂરો થઇ ગયો. કઠીન હૃદયની ચતુરા, સાહસિક સ્ત્રી આજે ધ્રૂજવા લાગી. જેની તે પત્ની થવા માગતી હતી તે પુરૂષને પરાણે તેની ઇચ્છાને તાબે કરવા માગતી હતી એથી ભય વધ્યો. ભૂતપિશાચની કિંવદન્તી સાંભરી આવી. આ તેની નિઃશબ્દતા શા અર્થને સૂચવતી હશે એનો ખ્યાલ કરવા મહેનત કરવા લાગી. દગાબાજ તો એ નહિ હોય? હવે પાછું ફરી શકાય એવી સ્થિતિ નહોતી.

દશ મિનિટ વધારે વહી ગઇ. અરે! લગ્ન નજ થાય તો અને કંઇક 'इदं तृतीयम्' થાય તો? કદાચ જેના હાથમાં હાથ રાખી તે અત્યારે ચાલે છે તેજ તેનું ખૂન કરે તો?

એકવાર ફરીથી તેણે તેના પ્રણયીના મુખને જોવા ફાંફાં માર્યાં, પણ તે ફાંફાંજ! તેવીજ શાન્તિ, તેવીજ ક્રૂર આંખો! તેની જમણીગમ મોટા મોટા મકાનોમાં બળતા દીપકોનું તેજ દેખાતું હતું અને ડાબીગમ નજર કરતાં ઉત્તુંગ વૃક્ષઘટાનાં યુથ વિના કશું નજરે ચઢતું નહિ. કંઇ પણ અવાજ સંભળાતો નહિ; ફક્ત કોઈ કોઇવાર ચામાચિડિયાંનો ફડફડાટ સંભળાતો. પવનના સૂસવાટાથી પણ નિઃશબ્દતામાં ખળભળાટ થતો.

દશ મિનિટ વધારે થઇ. ક્યાં લગી નીરવતા રહેશે? કાત્યાયિની આ ના સહી શકી. તેનો ગર્વ ગળી ગયો. ધીરજ ખૂટી જતાં ધીમા સ્વરથી તે બોલી–"વ્હાલા, આપણે ક્યાં જઇએ છીએ? આપણા માટે ગાડી ક્યાં આગળ ખોટી થાય છે? હું તો હવે ચાલી ચાલીને થાકી ગઇ. આ એકાન્ત નિર્જન સ્થળ! ભયંકર અરણ્ય! મને તો તેની બહુજ ધાક લાગે છે! બોલો નાથ!" જવાબ નિઃશબ્દતા.

"નાથ! આટલી બધી શિક્ષા? મને નિરાશ ન કરો! હું આશાવિહોણીને આશાથી સનાથ કરી વ્હીલી કાં મૂકો? મારા તમારા માટેના અપ્રતિમ અનુરાગ માટે તો કંઇ વિચારો. મને તમે નહિજ ચાહો? અને આમ હું તમારે તાબે થઇશ? તમે જવાબ નહિજ આપો? હજી હું ઠીક કહું છું. મારૂં માની મારી વાતનો અંગીકાર કરો!

બસ, હજીયે શાન્તિ! કહુ છું ઇનકાર ન કરો! ક્યાં લગી તમારી રાહ જોવી? સમજો હું કાત્યાયિની છું. મારા જવાબને નરમાશથી વધાવી લ્યો!"

કાત્યાયિનીનો સ્વર ધીરે ધીરે વધતો જતો હતો, જવાબમાં પૂર્વવત્ નિઃશબ્દતા.

"ત્યારે હું હવે તમારી સાથ આગળ એક પણ ડગલું ભરનાર નથી. તમારે માટે મેં યુક્તિ પ્રયુક્તિ રચી હશે,-પરંતુ એથી મારૂં આવું હડહડતું અપમાન? તમે વીર પુરૂષ? કોણ કહે છે જે? સ્ત્રી તરફ આટલી નિર્દયતા અને આટલું ઘાતકી બનવું? કઇ વીરપોથીમાં લખી માર્યું છે? નાથ, માધવસેન, બોલો, બોલો, તમને મારા સમ છે! આટલી શાન્તિ હવે બસ થઇ પડી!"

તે ક્રુદ્ધ બની જતી અને કોઇકવાર આર્જવતાથી ઢીલી બની જઇ પ્રભુ પ્રાર્થના કરતી તોય અંધકારમૂર્તિ બોલેજ નહિ. તે અફ્રટ ચાલતો હતો. તેની ચાલવાની ગતિ અને પ્રૌઢ સ્વરૂપથી અત્યારે રાક્ષસી મૂર્તિનું ભાન થઇ આવતું હતું. તે સ્વરૂપ તેણે વધારે ભયંકર કરી કાત્યાયિની ઉભી રહી એટલે ઉભો રહ્યો. કાત્યાયિનીએ ધૈર્ય ખોઇ દીધું.

"એકવાર-એકવાર-છેલ્લી વખત કહું છું કે તમે મારી યાચના સ્વીકારો. મારૂં સર તમારા પાદપંકજ પર ઝોકાવું છું. આ ભયંકર શાન્તિનો અંત લાવો. એકજ શબ્દ." તે ધ્રુજવા લાગી. તેણે ચોમેર નજર કરી, પણ એ પ્રસંગે કોણ સહાય આપે એમ હતું?

"આ અનાથ અબળાને સનાથ કરો. મારી હજારો ભૂલોની માફી માગું છું. આપ બોલો, દયાથી પિગળો અને આપ મારી સાથે એક પણ શબ્દ ઉચ્ચારી મારી નિડરતા સિદ્ધ કરી દ્યો. મારી અનેકાનેક કુશંકાઓને નિર્મુળ કરો. નાથ! તમે ભૂત તો નથી ને? મને બીક લાગે છે. હું તમારૂં મુખ જોઇશજ! ગમે તે થાઓ, હું તમારૂં મુખ નિહાળીશજ!"

કાત્યાયિની એક વાઘણનું બળ લાવી ને શ્યામાકૃતિપર કૂદી પડી. તેના માથા પરથી ટોપ પાડી નાંખ્યો; અત્યારે કૌમુદી પૂર્ણ પ્રકાશમાં ખીલી રહી હતી એટલે મુખાકૃતિ ઝટ ઓળખાઇ આવે એમ હતી. તેણે જોયું કે તે તેનો ભાવિ નાથ ન હતો!

તેના હાથમાંથી તે અમૂલ્ય હીરામાણિક્યાદિ વાળો દાબડો પડી ગયો. તે ચીસ પાડી ઉઠી. તેણે નાસવા પ્રયત્ન આદર્યો, પણ તે શ્યામાકૃતિ આગળ સૌ વ્યર્થ નિવડ્યું. તેણે તેને કમરથી ઝકડી લીધી અને બીજા હાથે કટારી વડે તેની છાતી ચીરી નાંખી. તે હંમેશને માટે નિર્જીવ બની ગઇ.

પ્હો ફાટયા પછી બે પોલિસ કોન્સ્ટેબલ તે ઝાડની ઘટા તરફ નીચે પ્રમાણે વાતો કરતા આવતા જણાતા હતા.

"એમજ! ત્યારે સ્નેહબંધન અને માધવસેન મીજલીશમાં ગયેલા હોવાથી ત્યાંથી પાછાં આવતાં રાતના ચાર વાગે તેમના જાણવામાં આવ્યું કે દાસી કાત્યાયિની ત્યાંથી પલાયન થઇ ગઇ છે. તેમણે કંઈક ચોરાયું તે વિષે-" પહેલાએ કહ્યું.

"ત્યારે તેની ગરિબાઇને લીધે શંકા આવી ખરી?" બીજાએ કહ્યું.

"નહિ, કોઇને એવો વિચાર આવેલોજ નહિ. તેની પ્રમાણિકતા માટે કોઇને જરાયે વાંધો નહતો. તપાસ કરતાં જ એ બધું સમજાયું."

"શ્રીમતીનો દાગીનાનો દાબડો અને—"

"હા-અને વળી બન્ને બ્હેનોનાં કિંમતી અંબર પણ ગયાં છે. હજી વધારે હશે તો કોણ જાણે છે?"

"તમે તેનું બરાબર વર્ણન તો જાણતાજ હશોના?"

"હા-અહિંઆંજ છે તે. શ્રીમાને મને તેનું વર્ણન ચિત્ર પૂરૂં પાડયું છે."

"એ જરા રૂપાળી તો હશેજ ના?"

"અલબત્ત, પણ આ શું?"

"અરે! કોઇ છોકરી સ્ત્રી પડી છે!"

"ના-ના, ખૂન થયલું છે!"

તે બન્ને કૉન્સ્ટેબલ તે મૂડદા પાસે ગયા અને બરાબર તપાસવા લાગ્યા. તેનો કિંમતી પોષાક અંજાવી નાંખતો હતો. તેનાં વસ્ત્ર અવ્યવસ્થિત હતાં. તેનાથી જરાક દૂર ઉઘાડી પેટી પડી હતી, જે તદ્દન ખાલી હતી, તેના કાનમાંથી એરિંગ જતાં રહેલાં હતાં. તેના શરીરપર કેટલાક લીસોટા પડેલા હતા, જે જૂલમની નિશાની રૂપ હતાં. તેની પાસેથી કાત્યાયિનીના નામનો કાગળ પણ નીકળ્યો અને અન્ય નિશાનીઓથી તે ઓળખાઇ આવી. પાસે પોલીસ ગેટમાંથી માણસો બોલાવી તેને ઉપડાવી લીધી અને કાત્યાયિનીનું મરણ જાહેર થયું. કૉન્સ્ટેબલને તેમની શોધ માટે સારી રીતે નવાજવામાં આવ્યા.

તેના શબને અગ્નિદાહ દીધો અને સત્ય હકીકત ગુમ રહી.

આ બનાવને સવા વર્ષ વીતી ગયું.

# પ્રકરણ ૨૭ મું.

## દાનવ્ માનવ.

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥
एवं बुद्धेः परं बुध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥

શ્રી. ભ. ગી. અ. ૩. શ્લોકાંક ૪૨-૪૩

આ પ્રકરણમાં નથી ચિતરેલાં શૃંગાર રસચિત્ર, કે નથી હાસ્યરસની રસમીઠી થાળી; પરંતુ આટલા પ્રકરણોથી કંઈક જાદુંજ છે-પવિત્રતાને અમૂલ્ય કિંમત માની તે દૌલતને સાચવતાં, દાનવી માનવોના ત્રાસના જુલમ જ જડી આવશે. જેઓ સહૃદયી છે, જેને પુણ્ય અને સદાચાર માટે અપ્રતિમ માન છે, તે ચિતરાયલા ચિત્રથી દયાર્દ્રવિત થશે, કકળી ઉઠશે અને અબળા જાત તરફ એ અત્યાચાર અને અન્યાય વર્ષાવનારા તરફ ધૃણાની દૃષ્ટિથી જોશે; છતાં તેઓ દયાને પાત્ર છે એમ કહ્યા વિના કેમ ચાલશે?

માલતી, કાત્યાયિનીની દયાનો ભોગ થયેલી, પોતાનું ઇચ્છિત કુપાત્ર નીવડયું તેનો શોક તેને મૂર્છિત ન કરે તો બીજાું શું હોય? તેને મૂર્છા આવતાં જ ચારે કોર માણસો ભેગા થઇ ગયા અને કાત્યાયિની તેની દયા ખાતી હોય તેમ તેને હાથમાં ઉપાડી પાસેના વૈદ્ય પાસે લઇ ગઇ. ઉપચારથી તેને શુદ્ધિ આવી. કાત્યાયિની તેને તેના આવાસે મૂકી આવી, સાન્ત્વન આપ્યા પછી તે રાજ્ય-મહાલય તરફ ચાલી નીકળી. તેના દુઃખને પુરતી રીતે વર્ણવવા લેખિની ના પાડે છે. તેની પ્હેલીજ ઉગતી કુમળી આશા જન્મી અને મરણ પામી. આશાની તેજસ્વિતા મુખ પર ઝળકી હતી, તેવુંજ અમર આશાનું લ્હાણું લુંટાઇ ગયું. તેનું હૃદય ચુંથાતું હતું. તેની પૂનિત પ્રેમની ઉર્મિઓ વિસરાય કેમ? આખા શરીરે નિરાશાની આગ સળગી ઉઠી. તેની આંખોમાંથી આંસુધારા વહન કરવા લાગી.

કલ્પના શક્તિના હવામાં બાંધેલા ખાલી કિલ્લાઓ પડી ભાંગી અદૃશ્ય થવા લાગ્યા. તેણે રતિદેવના હાથનો સ્વીકાર કર્યો હતો, ત્યારે તેનું સુખસ્વપ્ન પણ ભોગવવા પૂરી ભાગ્યશાળી નાજ નીવડી. સુખ તો સ્વપ્નું છે એ કહેવત સાચી ઠરી. તે સહજમાં છેતરાઇ ગઇ તે માટે તેને તે હજારો શાપ આપવા લાગી-માથું કૂટવા લાગી.

આડોશી પાડોશીનું સાન્ત્વન શોકમાં વધારો કરતું. દુઃખ રડવાનું એવું એકે સ્થળ નહિ જડવાથી શતશઃ શોકાગ્નિ તેને શેકતો. તે તેનાં બારણાં બંધ કરી તેના વિચારોમાં મગ્ન બની જતી. તે ભૂતકાળને સ્મરી તેણે શું સાહસ કર્યું તેને માટે પસ્તાવો કરવા લાગી; છતાં તે ઉતમ કીર્ત્તિ સાચવી શકી છે, તેટલાજ માટે ઇશ્વરનો પહાડ માનવા લાગી. તે જાત મહેનતના પૈસાનેજ પોતાના સદુપયોગમાં વાપરતી. તેણે તેના લગ્ન પ્રસંગની સામગ્રીઓ એકઠી કરી જોઈ. દડ દડ આંસુથી ગાલ સૂકાતાજ હોતા. તેણે તેના પ્રણયી તરફથી મળેલી સર્વ ચીજો જાુદી એકઠી કરી જાુદી ટ્રંકમાં ભરીદીધી. સાથે તેની આશાઓ પણ દટાઇ ગઇ. તે તેનો શુદ્ધ સ્નેહ ન પામી શકી એજ તેના શોકનું કારણ, શુદ્ધ સ્નેહનું બીજ પણ ન ટકી શકયું એજ ઉદાસીનતાઃ તે મોટા માનવાળી થશે, સ્વતંત્ર બનશે, તે લગ્નથી તેને અસંખ્ય સુખની પ્રાપ્તિ થશે એ સૌ ગુમાવાથી એ રડતી ન્હોતીઃ ના ના, તેના મગજમાં એકજ વિચાર હતો-આ દુઃખનું કારણ એકજ હતું. અને તે ફક્ત તેને તેના પ્રેમના બદલામાં મળેલો અન્યાય, તેના તરફ રમવામાં આવેલી દગાબાજી (ધારેલી દગાબાજી)જ હતી. અરે! તેજ દગાખોરને તેણે તેનું સર્વસ્વ સોંપી દીધું હતું.

તે દિવસ પૂરો થયો અને રાતના દશ વાગે ... પોતાનો ગરીબ પોષાક પહેરી લીધો. જે પોતાના પરસેવાની કમાણી ન્હોતી તેનું બંડલ બાજુ પર કરી દીધું. તેણે તેનીજ વસ્તુઓ સાથે લઇ જાુદી દિશાએ જવા વિચાર્યું. તેની પાસે તે વેળા ત્રણજ રૂપિયા હતા. સોળસો રૂપિયાની બાજી રકમ હતી, પણ તેનો તેને ખપ ન હતો. તે તેણે ડિપોઝિટ તરીકે ટ્રંકમાં નાંખી મૂકી હતી. તેને તાળુ મારી દીધું અને કુંચી પાસે રાખી લીધી. તેણે ઘરને છોડી જવા નિશ્ચય કર્યો, તેની આશા નિરાશાની દ્વન્દ્વો અહીંજ દાટી દઇ ચાલી નીકળી. ચારે કોર નજર કરી. આંખે અંધારા આવવા લાગ્યાં. અરેરે! આ છેલ્લા સલામ ભરતાં આંખમાં આટલાં આંસુ? શક્તિનો લોપ થઇ ગયો અને ધબ લઇ નીચે બેસી ગઇ. જરાવાર આંખ મિંચી શાન્તિ મેળવી અને આંખ ખોલી જોયું તો હવે અંધારા ઢોળાતાં નહતાં. અશ્રુ છલોછલ ભરાઇ રહ્યા હતાં. તેણે નિરાધાર-એકલવાઇ રડી, હૃદયનો ભાર ઓછો કર્યો, દયાનિધિ! એવા નોંધારાનો આધાર તારા સિવાય અન્ય કોણ? ત્યાંને ત્યાંજ ઉંઘી ગઇ. સુંદર ગાલપર આંસુના સૂકાયલા શેરડા ચળકતા હતા.

પ્હો ફાટતાં-મળસકામાં પ્રિય નાથને મળવા જાણે ઉમળકાથી ઉઠતી હોય તેમ ઉઠી-પણ અરે! હવે તેના ભાવિમાં એ મંજાુલરવ સુણવાનો અવસર ક્યાં હતો?

હવેથી હાથમાં હાથ રાખી એ લ્હાણું માણવાનું ક્યાં હતું?—હસતાં મુખડાં જોવાનો વારો ક્યાં હતો?—પ્રિય શબ્દોથી લજ્જાવાનું કે ભેટવાનું ગયું! રે દયામય! તેનું તે સ્વપ્ન શું સદાને માટે ગયું? આ તે સ્વપ્ન કે સત્ય? અરે! હવે તે સુખને નજ શોચવું એટલુંજ રહ્યું? સંસાર ખારો લાગ્યો. સૃષ્ટિની અસારતા સમજાઇ. લાવણ્યમયી પરંતુ અભાગી! સદ્‌ગુણ છતાં દુઃખી, પવિત્ર અને વિશુદ્ધ પ્રભાવના પદને શોભાવનારી છતાં કમનશીબ બાળા—તને અમારી દયાથી શો ફાયદો થનાર છે? તેના તરફ કોઇને જરા નજર કરવા જેટલી પણ ફૂરસદ છે, ઓ મોટર માલીકો! આપને પૂછું છું કે એટલી નવરાશ આપ ફાજલ પાડી શકશો અને જોશો કે આ બાળાનું માધુર્ય, પૂનિત ભાવનાનો અખણ્ડ દીપક, વિનય અને અલૌકિક ગુણથી સંયુક્ત, દેવી નામને શોભાવનારીનું ઓજસ કેમ લુપ્ત થઈ જાય છે?—શાથી તેમની તેજોમયતા ખૂણે ખાંચરે અંધારાંમાં ઉલેચે છે?—તેની કાળા નાગને શરમાવે એવી કીકીઓ, તેનું સુગોળ ફિક્કુ મુખ આમ કેમ બને છે?

તે તેના ઉપર કહેલા બંડલ સંગાથે હવે જવાની તૈયારી કરે છે. આસપાસ નજર કરતાં બારણા સાથે અથડાઇ પડી અને પરાણે પગમાં જોર રાખી ઉમરો ઓળંગી ચાલી. સારા સારા લોકો તેની ખબર પૂછવા લાગ્યા, પણ તેની નિરાશાથી તેઓ નિરાશ બનતા એટલુંજ તે કોઇને કહેતી:—

“ બ્હેન, ભાઈ, આટલા અઢળક સ્નેહનો બદલો કેમ વાળી શકું? પણ અરે! તમારા આટલા આગ્રહને પણ હું નથી માન આપી શકતી એ માટે મને તમે માફી ન આપી શકો? મારે માટે આ દુનિયામાં તો સુખ સર્જાયું નથી એમાં જરા યે ભૂલ નથી. મારે અહીંથી વહેલી મુસાફરી આદરવી પડે તો તે મારે માટે ઉત્તમ છે. કોઇનો વાંક નથી. ગત જન્મારે કરેલાં કર્મ મારે ભોગવવાં જ એમાં જરા યે મીન મેખ થનાર નથી. ભલા ભાવી! તને જે ગમ્યું તે મને ગમ્યું! મારી વહાલી મા! મને બચપણમાંથી મૂકી ચાલી ગઈ! એ જ્યાં ગઇ ત્યાં મારે પણ જવું. ભાઇ તમે દયાળુ છો. તમારો લીધેલો અથાગ શ્રમ મારાથી વિસરાશે? નહિ વિસરાય હો! બ્હેન, તમે મારી બ્હેન જ રહ્યાં છો! માજણી બ્હેનથી યે જાદે! હિતેચ્છુઓ, તમે મને હવે કશુંય કહેશો નહિ. જવા દો, જતીને જવા દો. મારા કિસ્મતમાં રિબાવાનું હશે તો હું રિબાઈશ! તમારૂં હેત નહિ વિસરાય! તમે રોશો નહિ! શા સારૂ તમે રડો? મારા દુઃખે દુઃખી થાઓ છો? પ્રભુ તમારૂં ભલું કરશે! હું જઇશ, એટલે ભૂલાશે? મારાં વ્હાલુડાં! સ્નેહીલાં હું રંક છું, હું અનાથ છું, તમે મારા પર એકજ ઉપકાર કરો! મને તેમના તરફથી મળેલી વસ્તુઓ અહીંજ રાખી છે. જો તે તેનું નામ સ્નેહચંદ્ર આપે તો તમે કહેશો કે—”

આગળ ના બોલી શકી. તે ગળગળી થઈ ગઇ. આવેલાં ઘરનાં માલીક—ધણીધણીયાણી—પીગળી ગયાં તે આગળ બોલી:—

“ તમે તેમને કહેશોજ. તમે તેમને કહેજો કે તે સર્વ વસ્તુઓ લઈ જાય. હું તેમનું કશું અહિત કરવા નથી માગતી—તેમને માફી આપું છું. પણ તેમણે મને મળવાની વ્યર્થ આશા રાખવીજ નહિ!” આટલું બોલી ત્યાંથી તે નીકળી ચાલી.

તે પ્રસંગને ત્રણ માસ વીતી ગયા છે. એક નીચ વસ્તીવાળી ગલીમાં તે રહે છે. હવા પાણી સ્વાસ્થ્યને બગાડે એવાં છે, ત્યાં તેનો નિવાસ ત્રણ માસથી છે. અત્યારે તેનાં રૂપ રંગ ફેરવાઇ ગયાં છે. લમણે હાથ દઈ ચિંતિત હૃદયે બેઠેલી છે. તેના ગાલની ગુલાબી લાલી નથી. હવે તો, તે સ્થળે નર્દમ ફિક્કાશ છે. માંસલ શરીર નથી. તે ચિંતામયી કીડો તેના હૃદયને કોતરી ખાય છે. નિશદિન ભૂતકાળના વિચાર તેને શેકી નાંખે છે. ગણ્યાં ગાંઠયાં હાડકાંમાંય હજી નાજુક બદન દિસી આવે છે!

મરવા પડેલું તોયે ગુલાબનું ફૂલ! તેણે શરીર, ખપ પૂરતા વસ્ત્રોમાંજ ઢાંકયું હતું અને એ સાદાં તેમજ સ્વચ્છ હતાં. તે અભાગી બાળાના રેશમ જેવા વાળ હજી પણ સમ્રાજ્ઞીને અદેખાઈ ઉપજાવે એવા હતા! તેના અધરોષ્ટમાં પૂર્વની લાલી નથી, છતાંય અમી નીતરે છે. દંતપંક્તિઓ દાડમની શુભ્ર કલિઓને શરમાવે છે. તેના મુખનો પમરતો ઉચ્છ્‌વાસ, બધે સૌગંધ પૂરે છે!

તેની પાસે સારી હવા અને અજવાળું આપી શકે એવા સ્થાન માટે પૂરતા પૈસા નહોતા. હા—ગરિબાઇને લીધેજ તેને આ નીચ ગલીમાં ગંદવાડવાળા સ્થળે પડી રહેવું પડે છે. વસ્તી ઉજળી નહિ, નીચ ધંધા અને દીન વૃત્તિ સિવાય અહીં કશું નજરે ના ચડતું. ડોલતી દુનિયાનો સાક્ષાત્કાર અહીં થઇ જતો અને ક્રમશઃ તેનું જ્ઞાન માલતીને થવા પણ લાગ્યું.

મલિન આવાસમાં રહેવા છતાં તેની દેહ અમલ—પવિત્રજ—હતી. કેટલીયે વાર ઠાસી ઠાંસીને પીધેલા શરાબીઓ, જુગારીઓની બૂમો તેને કાને અથડાતી, ત્યારે તે ધ્રુજી ઉઠતી. કેટલીયે કુચાલવાળી લલનાઓ તેના તપની આડે આવતી, છતાં અત્યાર લગી તેનું તપ અવિછિન્ન તપ્યું હતું. ભોગ વિલાસની ગંધ બારે વાટ ખૂલી હતી, છતાં તે તેને ધૃણાની દૃષ્ટિથીજ જોતી હતી. કેટલાંયે તેની મશ્કરી કરતાં—“ જોઈ આ સાધ્વી તપસ્વિની! એ પવિત્રતાની મૂર્તિ છે! આ કળિયુગમાં સતી શી! આ સતીનો વેશ કહાડી જાણે અમારાથી વટલાઇ જતી હોય તેમ ભડકી ઉઠે છે!” સહિષ્ણુતાનો પાઠ તેને સારો આવડતો હતો. ગરિબાઇને કારણે તેને અન્ય શાં શાં દુઃખ વેઠવાં પડશે એની ચિંતાથી એ તવાવા લાગી.

તે તેનો જીવન નિર્વાહ કેવી રીતે નિભાવતી હશે ? તેજ નીચ વૃત્તિને પરિપોષતાં લોકોનું કામ કરે તે તેનું ચલાવ્યે જતી, તેણે તેનાજ જેવી અન્ય રંક સ્ત્રીઓ જોઇ હતી, જે અત્યારે અહીં હવેલીઓ બાંધી પડી હતી એ એનું આશ્ચર્ય હતું. છતાં તે આશ્ચર્યનું નિવારણ ઝટ આવતાં આશ્ચર્યને સ્થળે તિરસ્કાર થતો. તે અઢાર કલાક લગી સતત કામ કરતી અને તે મ્હેનતનો બદલો પહેલાંની જેમ અન્યાયમાંજ મળતો હતો. કામ સફાઇદાર અને ઉચ્ચ કોટિનુંજ પસંદ થતું. આવી નજીજ નહિ જેવી આવકમાં તેના દિવસો જતા. તેની આ કંગાલ સ્થિતિ કરતાં કોઇ રાજાનો કુતરો ખૂબ મઝાહ માણતો હશે તેનો ખ્યાલ કરો !

જ્યાં જુલ્મ અને અન્યાય ઉભય પ્રવર્તે છે ત્યાં પ્રભુની ખફા મરજી થાય છેજ. સર્વ શક્તિમાન જગદીશ્વર આ નજ સાંખી શકે. માનવગણને તેની પરવાનગી વિના સ્વર્ગભૂમિને નરકાગારથી ભરી દેવાનો શો અધિકાર છે ? મોટા મોટા નામધારી મહાશયો, મહારાજાઓ, આચાર્યો, ગુરૂઓ ભૂખે મરતા ગરીબોને પોતે ધૈર્ય ધરવા ઉપદેશે છે; તેજ મનુષ્ય જાત પર હત્યાકાંડ વાપરે, જાલીમ જુલમગાર બને, परोपदशे पाण्डित्यम् પ્રમાણે આચરણ રાખે, સરખી એટલી સમાણી કરી ભ્રષ્ટવેડો વધારે ત્યાં શી આશા ! દર્શન કરવા આવતી ભોળી ભામિનીઓને ધર્મને નામે ધૂતે, પવિત્ર મંદિરને વિષય મંદિર કરી મૂકે, પાનની પીચકારીઓ બારીએ બેસી, આવતી રમણીઓ પર કટાક્ષ સમેત મારે ! તેમની પાસે પગચંપી કરાવે, 'તન મન ધન અર્પણ કરૂં છું' એ મંત્ર (!) શીખવાડે, એનો શો અર્થ ? આનું નામ જુલ્મ અને અન્યાય નહિ તો શું ? તન મનનો માલિક સ્ત્રીનો પતિજ છે, તો પછી એ તન મન ગુરૂજીના ચરણમાં ક્યાંથી આપી શકે ? અને રાજ્ય વિરૂદ્ધ બોલાય કે ? દેશહિત એટલે "રાજ્યદ્રોહ દુનિયાની દૃષ્ટિમાં જેઓ નાના છે, તે દયામયના દરબારમાં મોટા ઠરનાર છે અને મોટા છે તે છોટા ઠરનારા છે !

માલતીને હંમેશાં નાણાંની તાણ તાણ અને તંગી રહેતીજ. તેની એ ચિંતાથી તેનું શરીર ઘસાતું હતું અને આજ પ્રમાણે હિંદુસ્તાનમાં કેટલીયે પ્રજાને આવો અન્યાય અને અત્યાચાર સહન કરવો પડતો હશે ! હજારો અનાથ નિરાધાર બચ્ચાંને લુગડાં વિના અને અન્ન દાંતને વેર થવાથી રવડવું પડતું હશે ! "ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો જોઇએ" એ ગતિ કેટલીયે જગ્યાએ ચાલુ હશે ! "વર મરો કે જીવો પણ ગોરનું તરભાણું તો ભરોજ." આ કહેવત પ્રમાણે હિંદુસ્તાનની દશા વિપરીત છે ! બિચારો પરતંત્રતાની શૃંખલાથી બદ્ધ થયેલો હિંદુસ્તાન શું કરે ? હિંદુસ્તાનમાં સુખ માણતી પ્રજાને ખબર નહિ હોય કે તેનાં બીજાં ભાણ્ડુ ભૂખે રવડી મરે છે ! તમારા જાત ભાઇઓને હાડપિંજર બનાવી મૂકવાના આ ધંધા છે !

સરકાર માબાપ સરકારનો સ્વાર્થ જુએ છે ! આપણી બૂમો તેમના કાનમાં નથી ઉતરી શકતી ! વેપાર કરતી સરકાર કમાઇને ન ભૂલી જાય ! ભારતવર્ષ ! પ્રાચીન ભારતવર્ષ ક્યારે થશે ? દેશ હિત જે સાંભળે છે, સમજે છે, અને વર્તે છે, તે ભારતવર્ષના ભાગ્યના નેતા લેખાશે.

---

# પ્રકરણ ૨૮ મું.

## જાલીમ જલ્લાદ.

અન્ય સ્ત્રીને ઉપાડી જનાર રાજા, પ્રજાને કેમ ન્યાય આપી શકશે ? પ્રજા એવા રાજા પાસે શી આશા રાખી શકે ? × × × × ×

અન્યની બાબતમાં હું પોતે પણ તેમ જ કરૂં ત્યારે મારા સ્વાર્થની ખાતર પણ હું ન્યાય ન કરૂં ? મારા હાથેજ હું જાણી જોઇને અન્યાય કરૂં ?

—કલાપીનો કેકારવઃ પત્ર ૫ મો.

વળી બીજા ત્રણ માસ એમ વહી ગયા. તે મલિન દેદકાં ભેગી તેના દિવસ વીતાવી રહી છે. અથાગ શ્રમને લીધે તેની શારીરિક સ્થિતિ વધારે ઘસાવા લાગી. દલાલ અને દલાલણોને લીધે ગરીબોને સોસવું પડે છે. તેને સ્હવારના છ વાગ્યાથી રાતના અગીઆર વાગ્યા લગી જહેમત ઉઠાવવી પડે છે. તાવ આવે તો પણ છૂટકો ન હતો અને તેમ છતાં એક બે દિવસ નિરૂપાયવશાત્ ત્યાગવો પડે ત્યારે જે કંઇ બચતું તે પણ ખલાસ થઇ જતું. તેની શક્તિ નાબૂદ થઇ જશે કે શું તેની દહેશત થવા લાગી. જેમ તકરારનું મૂળ હાંસી છે તેમ રોગનું મૂળ ખાંસી હોય છે. તેના મનોરાજ્યમાં ભયંકર વિચારો ભમવા લાગ્યા !

અરે રે ! બિચારાં નાનાં બાળકોને છાતી સરસાં ચાંપતી ચોધાર આંસુ સ્રાવતી ગરીબ માતાઓને કોણે નહિ જોઈ હોય ? બચ્ચાંઓ પૂરતું દૂધ નહિ પામી શક-

વાથી ત્રફડે, રડે અને રડી રડી થાકી જતાં માતાના પ્રેમાળ ખોળામાં ઉંઘી જાય ! મા યે બિચારી રડી રડી રાતી આંખો કરી પોતાનાં બચ્ચાંને ધાવણની ભરતી નહિ કરી શકવાથી અશક્તિને શોચતાં ઉંચે જોઇ **ઈશ્વરની** દયા ઇચ્છે ! "હે **ઈશ્વર**! અનાથના નાથ ! નોંધારાના આધાર ! બાપુ, તમે અમારા ઉપર કોપશો નહિ ! ભલે દુનિયા **અમારી અવગણના કરે**, તિરસ્કારે, દયાનિધિ ! **તું** અમને **વિસારીશ નહિ !** અમારી નિરાશાની આશા ! અમારાં **ભૂખ્યાં સૂઇ** ગયેલાં બાળકોને સંભાળજે ! હરિ ! હરિ ! હરિ !" ઔરંગઝેબના ત્રાસથી ચઢે એવાં અત્યાચાર **હિંદુસ્તાનના** ભાગ્યમાં ક્યાં લગી રહેશે ?

**માલતી**, ભાવિને શોચતી તો નિરાશાનો ઢગલો જ. **પરતંત્રતાની** બેડીમાં બંધાઇ પારકે પૈસે પરમાનન્દ માનનારા, તાગડધિન્ના કરનારાં પાપી વૃત્તિને પોષનારા જાલીમ જુલ્મગારોના હાથ નીચે કામ કરી કરી મરી છૂટવાનુંજ. **કાત્યાયિનીના** કાત્યાયનને આજે છ માસ વીતી ગયા છે. **માધવ** સંબંધી વિચારપરંપરા મગજમાં ચાલતી અને તેના નિર્ણયો સ્વયમ્ કેટલીક વાર કરી પણ લેતી. મળવા વિચાર કરતી, પણ તે વિચારને તરતજ ભૂતકારી કહાડતી. આજે તેનાં **જૂનાં** સ્નેહીઓને મળવા આતુર હૃદયે જતી હતી. તે વૃદ્ધ પતિ પત્ની ચ્હા પીવાની તૈયારીમાં છે એ વખતે તે ત્યાં જઇ પહોંચી. આનંદ, ઉમળકા અને પ્રેમમય, સ્વાગતથી જૂની મૈત્રી પુરવાર થતી હતી. બન્ને **માલતીને** જોતાં પોતાની જ એકલવાયી પુત્રી મળે એમ **હર્ષઘેલાં** બની ગયાં. તેઓએ તેને છાતી સરસી ચાંપી. છેવટે **માલતીએ** તેમને **માધવ** સંબંધી હકીકત પૂછી કે તે તેની વસ્તુઓ લઇ ગયો હતો કે કેમ ?. જવાબમાં ડોશીએ કહ્યું:—

"બેટા, એક દિવસ ઘણોજ કરૂણાજનક દેખાવ થઇ રહ્યો હતો. તેનો તે બાહ્યાડંબર હોય એમ જરા ય નહોતું લાગતું. તે રૂપાળો જુવાન અહીં આવ્યો અને બારણું ખખડાવી અમને પુછ્યું કે **માલતી** છે ? તેણે ઉત્કણ્ઠિત હૃદયે તારી વાત સાંભળી લીધી અને જ્યારે મેં એમ કહ્યું કે એ તો અહીંથી એક અઠવાડીયા પહેલાંજ જતી રહી છે ત્યારે હે પ્રભો ! તે બહુજ રડયો. તેણે લાખો સવાલ કર્યા—કારણ શું ?—કોની સાથે ?—કેવી દશામાં ? અને એવા એવા સવાલથી **અમને ગભરાવી નાંખ્યાં. ટૂંકામાં** સાર એટલોજ કે તે તારા માટે મરી પડયો હતો. મેં તારી જણાવેલી વાત કરી. અરે ! વળી એ રડયો ! એટલું બધું તો કોઈ **સ્ત્રી** પણ નથી રડી શકી. મેં તેને તારી ટ્રંકની ચાવી આપી અને તે વડે ટ્રંક ઉઘાડી. તેણે દરેકે દરેક ચીજ જોઇ અને તેને ચુંબનોથી ન્હવરાવી દેતો હતો. તેની આંખોમાં આંસુ સમાતાં ન હતાં. તે ધ્રુસકે ધ્રુસકે રોતો હતો અને અન્યને રડાવતો, દયા ઉપજાવતો. તેણે પુછ્યું કે કોઇ કપટ રમી ગયું છે અથવા તો કંઇ સમજફેર થયેલ છે. તેણે તને ઢુંઢવા નિશ્ચય કર્યો ! પછીથી બધી ચીજો એકવાર બરાબર ગોઠવી દીધી. જ્યારે તેણે નાણાંની કોથળી જોઇ ત્યારે તે ગદ્‌ગદ્ સ્વરે બોલ્યો:—"વિભો ! આવી નજીવી ચીજ સરખીને પણ તે અડી શકી નહિ ! કેટલું ઉત્તમ ચારિત્ર્ય !—આવી પવિત્ર દેવીને મારાથી વિસરાય ? પુનર્મિલનની આશાને તિલાંજલિ આપું ? નહિ જ બને તે !" મને ભાડું આપી જણાવ્યું કે કૃપયા કોઇને ભાડે આપશો નહિ અને વસ્તુઓ ત્યાંને ત્યાંજ રાખવી. હું છ માસ, વરસ કહેશો તો તેટલું ભાડું ચૂકાવી આપીશ. મેં તે વિચાર કબુલ રાખ્યો. મારે ના છૂટકે પંચોતેર રૂપિયા સ્વીકારવા પડયા. પછી તે રોતો કકળતો ગયો. પછી એક સપ્તાહ વીત્યે તારી ખબર લીધી. અમને તારી ભાળ લાગ્યે પત્ર લખવા સૂચવ્યું અને ઠેકાણું તેના એક મીત્રનું આપ્યું. દરેક અઠવાડીએ તારી ખબર લે છે, પણ નિરાશા જ ! અરે બ્હેન ! તે પણ તારી માફક અકાળે ફૂલ કરમાઈ જાય છે !"

ભલી ડોશી તેની કહાણી કહ્યે જતી હતી, ત્યારે **માલતીની** માનસિક વ્યથા અસહ્ય હતી.

છેવટે **માલતીએ** કહ્યું:—"મા, તમે મારી નિર્બળતાથી હસશો નહિ. હું તમને બરાબર ઓળખું છું એટલે એ બાબત વધારે કશું કહેવું જોઇતું નથી. મારે ને એને હવે શું ? હું હવે એમને ભૂલી જતાં શીખીશ, ન ભૂલાતું ભૂલી જવું એજ માણસાઇ છે અને ભોગવેલા સુખને ભૂલવું એજ વીરલાનું કામ. હું તેટલું કરીશ અને તે સહવા માટે મારે શું આપવું પડશે ? કદાચ આ મારૂં જીવનના ? હશે હવેથી તમને એ મળે તો જણાવશો કે મને કંઇ ખબર નથી."

તેના એ નિશ્ચય આગળ વૃદ્ધ દંપતી શું કરી શકે ? તેને માટે તેમના **હૃદયમાં પ્રશંસાને સ્થાન હતું જ. માલતી** પછી ત્યાંથી ચાલી ગઇ.

# પ્રકરણ ૨૯ મું.

## આ તે પવિત્રતા !

**રે ! પક્ષી કોની દૃષ્ટિએ તું એજ ચળકાટે પડે,**
**સંતાઇ જાતાં ન્હાસતાં એ કાર્ય વૈરીનું કરે;**
**દ્યુતિ તને જીતાડતી દ્યુતિ તે તને સંહારતી,**
**જે પોષતું તે મારતું એવો દિસે ક્રમ કુદરતી.**
**—કલાપી.**

દુર્ભાગ્યે કે સુભાગ્યે **માલતી**ને કોઇ દેખાવડા પરંતુ લુચ્ચા ભાઇ તરફથી સાળમાં કામ કરવાનું ભાગ્ય પ્રાપ્ત થયું એટલે મ્હેનતનો બદલો સારો મલવા લાગ્યો. તે આવા જરૂરના માણસનો તિરસ્કાર કરવા જેટલી દૃઢતા ન પામી શકી. તેથી થોડી મહેનતે વધારે કમાણી થવા લાગી. આ પ્રમાણે લગભગ એક માસ વીતી ગયો.

તેના શોકમાં હવે એકજ કારણ હયાતી ધરાવતું હતું અને તે જે યુવાનના સહવાસમાં આવી હતી તેજ. તેનો સહવાસ અનેક લલના સાથે રહેતો અને તેનું પરિણામ વ્યભિચારમાં આવતું તેનો તેને સારો ખ્યાલ પણ હતો. તેણે જોયું કે જે પવિત્રતાના પ્રતાપે આજે **ભાર**તવર્ષ પ્રતાપી અને ઉજળું લેખાય છે, જેના પ્રતાપે **ભાર**તવર્ષ એક સમયે ઉદયાચળ પર હતું; જે ભારતની આંગ્લનરોએ પણ મુક્ત કંઠે પ્રશંસા કરી છે, તેજ વિશ્વમોહિનીઓની વિભૂતિની વિશુદ્ધિ આજે લુંટાવા બેઠી છે. પવિત્ર બાળાઓ, માતાઓ, પત્નીઓ, ભગિનીઓ ઉપર પણ અત્યાચાર અને અન્યાય થવા બેઠો છે ! અત્યારે એવું પણ જણાશે કે પતિઓ સ્વેચ્છાથી તેમની પત્નીઓને આડે રસ્તે જવા સંમતિ આપતા હશે અને આત્મ ઉદર પોષણાર્થે તેમની પુત્રીઓ વેશ્યાનું કામ કરી આબરૂ બેઆબરૂ કરે છે ! ભૂખમરા અને આત્મઘાતથી પણ ન ડરે એવી સન્નારીઓ સતીત્વને લાંછન ન લાગે તેની ચિંતાવાળી કેટલીયે હજી **ભાર**તવર્ષમાં હશે ! ગરીબ સ્ત્રીઓને તિરસ્કારશો નહિ ! સકળ સ્ત્રીઓ પવિત્ર રહી શકે એટલું તેમનામાં આત્મબળ છે, પરંતુ તેમના પર અન્યાય અને અત્યાચારનો હત્યાકાંડ કયાં ઓછો છે ? તેમની ઉચ્ચ ભાવનાને કોણ પરિપોષે છે ? તેઓ તેમની વિષયવાસનાને તૃપ્ત કરવાની ઇચ્છાથી નહિ પણ નરાધમોના અત્યાચારોના પરિણામે તેઓ ભ્રષ્ટ છે ! **માલતી** ભ્રષ્ટતાના વાતાવરણમાં છે, છતાં અલિપ્ત રહે છે–તેનામાં દુર્ગુણની ગંધ સરખીયે નથી. તેના પવિત્ર ગુણને લુંટવા મથનારા અગણિત છે, છતાં તે એકલી ધીરજથી લડત લડી રહી છે.

ઘણી ઘણી અપ્સરાના ગર્વ ઉતારે એવી સુકોમલ બાળાઓ પોતે પવિત્રતા શું છે એ સમજે તે પૂર્વેજ તેમને તેમના સતીત્વથી ભ્રષ્ટ કરવામાં આવે છે ! અસંખ્ય બાળાઓ કુમળીવયમાં દુર્ગુણથી નિર્લજ્જ બને છે, ત્યારે બીજી ગમ લાવણ્યમયી જોબનવંતી બાળાઓને તેમની મશ્કરી કરી, શિખામણનાં લાંબાં લાંબાં ટાયલાં કરવા શા કામનાં ? જ્યારે પોતેજ સદ્‌ગુણી નથી, ત્યારે તેમનાં એ પ્રવચનો 'પોથીમાંનાં રીંગણાં' પ્રમાણે વ્યર્થ નીવડવાનાંજ. શેઠીઆઓ ઘર સાચવે નહિ અને પારકાની પંચાત ડહોળે એમાં શો માલ ? સુધારાવાળા સુધારો કરે અને પછી પગપર કુહાડો પડે એટલે બળાપો કરે એમાં શું વળે ? વૈધવ્ય દુઃખ પુનર્લગ્નથી રીઠશે તો પછી બાળલગ્ન બંધ કરે તો શું ? ઘણીયે જુવાન બાળાઓ, જે પોતાનો પતિ કોણ છે એ સમજે તે પૂર્વેજ રંડાય છે, જે વખતે પારણામાં રમતી હોય તે વખતે તેની બંગડીઓ નકામી થઇ પડે છે ! તમારાજ અન્નથી પોષાયલી રાંક, નિર્દોષ બાળા ધોળે દિવસે આ ન્યાયી (!) રાજ્યમાં કતલ થાય છે, લુંટાઇ જાય છે, કચરાઈ જાય છે. વિચાર કરો એ અભિમાની ! સંસારનો જેણે બીલકુલ પણ સ્વાદ ચાખ્યો નથી, જેને સુખ દુઃખનું ભાન નથી એવી માબાપના ખોળામાં ઉછરેલી, કાલુ કાલુ બોલી લાડપણથી ઉછરેલી જે હાથથી ઉછરાઇ, તેજ હાથથી કચરાય ! એવી બાળાઓનાં હૃદયમાં કોણ અમી સિંચશે ? રે દયાવાનો, માટે તમે વિધવા-વિવાહની વાતો જતી કરી બાળલગ્ન નાબૂદ કરો અને જે હયાતીમાં છે એવી વિધવાઓ માટે આશ્રમ સ્થાપી સ્થાયી ધંધે વળગાડો, જેથી તે તેમનાં દુઃખ વિસારી શકે.

**માલ**તીની સ્થિતિ આપણે તપાસી છે. તેને હવે વળી બે માસ વીતી ગયા, તેટલા સમયમાં તે પુરૂષ સાથેનો તેનો પરિચય પણ વધી પડયો. આમાંથી શું પરિણામ આવશે તેની અંતરમાં ખબર થઇ જવા છતાં બેદરકાર હતી. છેવટે તેના ધારવા પ્રમાણેજ તે વધારે ને વધારે છૂટ લેવા લાગ્યો. તે પરણેલો હતો અને ઘરમાં વસ્તીવાડી પણ સારી હતી. પરંતુ તે તેની ફરજ અદા કરવાને બંધાયલો નહતો. તે **માલ**તીને વિશુદ્ધિ નામપર પૂળો મૂકવા શિખામણ આપતો અને છતાં જ્યારે તે '**શિયળ, સતી નારનું**' એમ વારંવાર કહેતી, ત્યારે તે જવાબમાં ખડખડ હસી પડતો. એકવાર આ પુરૂષ વિષે ફરીઆદ કરવા **માલ**તી શેઠ પાસે ચાલી નીકળી, આંખમાં બોર બોર જેવડાં આંસુ લાવી, થયેલા અપમાનની બધી વાત કરી. જ્યાં ચારે કોર વિષયવાસનાના ભડકા સળગતા હતા, ત્યાં તેની આ વાત

શેઠ મંજૂર રાખી શક્યો નહિ; કદાચ આને તેણે અદેખાઇનું કારણ કલ્પ્યું. **માલતી** ગુણીયલ નારમાં ખપી શકે તે માટે તેણે ચોકખા શબ્દોમાં નકાર ભણ્યો. જ્યાં કેટલીયે સુંદરીઓ તેમની સુંદરતા ભ્રષ્ટાચારમાં ખપાવી દે ત્યાં તેનો શો હિસાબ હોય? સર્વત્ર અન્યાય અને અત્યાચાર પ્રવર્તેલો જોઇને ત્યાંથી તેને સ્થાનકે ચાલી ગઇ અને માથું અફાળતી રોવા લાગી.

ત્યારે જે પવિત્ર જીંદગી ગુજારે છે તેને નશિબે આવાં અપમાનજ સહેવાનાં? ઇશ્વરે પુરુષજાતિ આટલી બધી ક્રૂર બનાવી છે? પોતે ગુણીયલ બનવું નહિ અને જે ગુણીયલ હોય તે સાંખી શકવું નહિ?

તેના આ માનસિક રૂદનકાળને થોડીજવારમાં આટોપી લેવો પડયો, કારણ કે એટલામાં કોઇ બ્હારથી બારણું ખખડાવતું હોય એમ અવાજ કાને અથડાયો. તે ઉઘાડવા ગઇ અને ઉઘાડતાં તેની અજાયબી વચ્ચે તે તેનો દુશ્મન—તેનું અપમાન કરનાર પુરૂષ—જણાયો. તે કુમારિકાના વદન ઉપર ક્રોધની રેખાઓ સ્પષ્ટ તરી આવી; પરંતુ બીજે વિચાર આવતાં તેણે તેનો રોષ દબાવી રાખ્યો. તે તેની પાસે તેની બદચાલ બદલ માફી માગવા આવ્યો હશે એમ ધારી માફી આપવા તૈયાર થઇ. જે નરકનો કીડો થવામાં દુનિયાની મઝાહ માણે છે તે ક્યારે માફી માગી શકે છે? તે તેના શેઠની માફકજ સદ્‌ગુણની હયાતી માનતોજ નહતો. સ્ત્રીઓની આ પ્રકારની હઠ હોય છે તે તેણે કબૂલ રાખ્યું હતું. તેવી સ્ત્રીઓ માનિની હોય છે અને તેમના મનની હા હોવા છતાં બહારથી નાનો પ્રયોગ કરવાથી તેમને બળપૂર્વક હાથ કરી શકાય છે. આવી તેની માન્યતા કોઇ કાળે પણ જૂઠી પડે એમ નહોતું એવું એણે માની લીધું હતું. તેની આ પ્રકારની માન્યતા જૂઠી પડે એવો એક પણ પ્રસંગ હજી લગી તેણે અનુભવ્યો નહતો અને એટલાજ પુરતું તેણે **માલ**તીના સંબંધમાં પણ માની લીધું હતું કે તે બુલબુલને વશ કરી લેવું એ સહજ છે. પરિશ્રમ તો લેવોજ પડે!

તેણે અંદર આવી એકદમ બારણું બંધ કરી દીધું. બારણાને અઢેલી ઉભો રહી બોલ્યોઃ—"વાહ, આપ તો બહુ હોશ્યાર લાગો છો! શું હું રૂપવાન નથી, તે પેલા ડોકરા પાસે ગયાં હતાં? એનાપર તે શું મોહી પડવાનું હતું? પણ તે ડોકરાજી તારા શોખ પૂરા પાડી નહિ શકે, હું માલદાર છું, જુવાન છું, તમારી મરજીને સમજી શકું એવો છું. મારી સાથે આડાઇ કરી તમે જરાય ફાવનાર નથી એ મારો અનાદિ કાળનો મુદ્રાલેખ વિચારી જોજો! ભલાઈથી તમારા વિજય કિલ્લા અજેય થઇ પડશે અને બુરાઈ તમારા અધઃપતનમાં વધારો કરશે. મારી ઇચ્છાઓ કબૂલવી, સંતોષવી અને તે પ્રમાણે અનુસરવું એ આનન્દનાં સ્થાન છે! બોલો દિલદાર! શા વિચાર છે?"

**માલ**તી તેના નીચ વિચારો પામી ગઇ અને પોતાની ભયભીત સ્થિતિ છે એનો પૂરેપૂરો ખ્યાલ કરી દીધો. રોષની રેખાઓ મુખમંડલપર સ્વાભાવિક રીતે તરી આવી, પણ તેના જવાબમાં તેના તરફથી અટ્ટહાસ્ય થયું. તે બોલ્યો—"પ્રિયતમે! તમારી આ અત્યારની સુંદરતા પહેલા કરતાં વળી વધારે આકર્ષક લાગે છે. કોણ મોહી ન પડે?"

આમ બોલી એકદમ **માલ**તી તરફ ધસ્યો અને ચુંબન માટે મ્હોં આગળ કર્યું. **માલ**તીએ જોરથી દૂર ખસી ચીસોપર ચીસો પાડી. મદદે આડોશી—પાડોશી વર્ગ એકઠો કર્યો. તે કામી પુરૂષ પોતાની વાતને કંઇ જુદુંજ રૂપાંતર આપી **માલ**તીને ઉડાવવા લાગ્યો. પાડોશી બધા તે કામી પુરૂષને પિછાનતા હતા અને તેઓને તેની એટલીજ જરૂર હતી તેથી સમજવા છતાં તેની એ ખોટી સમજૂતને હામાં ભેળવી દીધી. આવી રીતે 'વાઘ આવ્યો રે વાઘ' ની જેમ બૂમો પાડી લોકોને ચોંકાવી દેવા માટે ઠપકો આપી, સૌ સૌને રસ્તે પળ્યાં. તે, અનાથબાળા તે બદમાસની બદમાસીની ભોગ થઇ પડશે, એમ નક્કી લાગવાથી છેવટે તેણે એક તીક્ષ્ણ છૂરી ઉપાડી લીધી અને જાનપર આવી લાગી. હવે તેણે તેને સાફ કહી દીધું કે તેનો હવસ જાતભોગે તૃપ્ત કરવા ઇચ્છા હોય તો આગળ ધપે અને જાન પણ ખપાવી દે. તે હવે સમજી શક્યો કે આ રમણી કંઇક જુદાજ પ્રકારની હતી; પવિત્રતાની સાચી મૂર્તિ હતી, સ્ત્રી—સમાજને આદરણીય આદર્શમાં ખપે એમ હતી. છેવટે તેણે નમતું આપ્યું અને જણાવ્યું કે તે તેનામાં કેટલું શિયળ છે એની પરીક્ષા કરવા આવ્યો હતો. **માલ**તી તેની એ સમજૂત માગતીજ નહોતી એટલે સાંભળેજ શાની? ચૂપકીદીથી તે ત્યાંથી ચાલી નીકળ્યો.

આ અપમાનથી તેનું હૃદય ઘવાયું! તેનું એટલું બધું અપમાન કરવામાં આવ્યું હતું કે તેનો સ્વાભાવિક ક્ષમાનો ગુણ બદલાયો અને તે સ્થળે વેરના વિચારો આવ્યા. **अशक्तिमान् भवेत् साधुः** એમ ન બનવું તેણે નક્કી ધાર્યું અને વેર શી રીતે લેવું એનો વિચાર કરવા લાગી.



# પ્રકરણ ૩૦ મું.

## માંદગી.

भाग्यवन्तं प्रसूयेथा माशूरं मा च पण्डितम् ।
शूराश्च कृतविद्याश्च वने सीदन्ति पाण्डवाः ॥

**માલતી** ધંધા રોજગાર વિના અસહાય બની. તેને પવિત્રતાનો માર્ગ પસંદ હતો અને તે માર્ગ કંટકમય હતો. તેને હવે જૂનો સ્નેહીવર્ગ યાદ આવ્યો પણ ત્યાં જવાની શક્તિ ક્યાંથી લાવવી ? છેવટે ઉછીના પૈસા લાવી તેણે એક પત્ર લખી પોતાની ખરી સ્થિતિનું ભાન કરાવ્યું. તેને આરામની અત્યન્ત આવશ્યકતા હતી. નિદ્રા દેવીએ તેના પર મહેરબાની કરી અને આખી રાત ઘસઘસાટ ઉંઘી. સહવારે ઉઠી તો તેનામાં ઉઠવાની—ઉભા થવાની—શક્તિ નહોતી. શિયાળાની કકડતી ત્હાડ વાતી હતી ! જાણે તે મરવા પડી ન હોયની ! એમ લાગતું હતું.

તે ઉભી થઇ શકી નહિ અને નિરૂપાયે પથારી પર સુઇ ગઇ. તેની ચારે કોર તેને અંધારાં હોય એમ ભાસ્યું. પવિત્રતામાં જીવન પૂરૂં થાય એથી બીજો કયો આનન્દ હોય ! આ વિચારથી તે સ્વર્ગનું અનુપમ લ્હાણું માણવા લાગી. અને તેની સ્વર્ગીય માતાનો મેલાપ થશે તે વધારે આનન્દમય લાગ્યું. તે બન્ને હાથ જોડી ઇશ્વરને એક ચિત્તથી પ્રાર્થના કરવા લાગી. તે " મૃત્યુ " સિવાય કશું ના નિહાળી શકી ! તે બેભાન થઇ પડી !

તે ફરી જાગૃતિ પામી અને તે ફાની આલમથી કંટાળી ગઈ હોય તેમ મરણને શરણ થવા પ્રભુ પ્રાર્થના વધારે જોરથી કરવા લાગી. જીવવાથી અનેક પ્રકારના મનુષ્યોના ત્રાસ વેઠવા પડશે એ કલ્પના માત્ર નરકની યાતના આપતી. તેના ઘરની આસપાસ વિષયાંધતાનું વાતાવરણ તેને ગુંગળાવી નાંખતું હતું. તેનું ગળુ પાણી વિના સૂકાવા લાગ્યું. નીચે વળી પાણીનો લોટો લેવા જતી હતી તો તેણે ત્યાં એક કાગળ પડેલો જોયો. ઉપાડયો અને જોયું તો તે તેના પત્રનો પ્રત્યુત્તર હતો અને તેમાંય નિરાશા સિવાય અન્ય કશું નહોતું. તે ધણીધણીયાણીની જોડ ભાંગી હતી—ધણીયાણી વિધવા બની હતી. તે વિધવાને ત્યાં તેની ભત્રીજી આવી હતી એટલું જ ગિતરાયલું હતું. એ માયાળુ પત્રની અંતે ઘણી ઘણી વિનવણી સાથે ત્યાં એકદમ જવા આમંત્રણ કરેલું અને તે પોતે તેને પોતાની પુત્રી જેમ વર્તશે એમાં જરા પણ શક રાખવો નહિ એમ ઉમેરેલું હતું.

**માલતી** પત્ર પૂરો કરી રડી પડી:—તે વૃદ્ધ તેને કેટલા સ્નેહથી ચાહતો હતો તે પણ હવે આ ફાની આલમમાં નથી. અને ત્યાં જવા માટે તેનામાં કશી પણ શક્તિ બાકી નહોતી, એનું તેને વધારે દુઃખ લાગ્યું. અફસોસ ! હવે તેને ત્યાં પડી રહેવા બીજો શો વિચાર કરવો ? કલાકોના કલાક વીતી ગયા, કોઇ પણ પાસે આવ્યું નહિ અને તેનામાં કોઇને બોલાવવાની શક્તિ પણ નહિ હોવાથી માંદગીમાં અમુઝણ વધી. તેની પાસે તેની અમુઝણ ઓછી કરનાર મિત્ર પણ ન હોતો એથી વધારે દયાજનક સ્થિતિ શી હોય ! આસપાસ ચાર દિવાલોની વચમાં ભયંકરતા અને શૂન્યતાનું દૃશ્ય અનુભવનાર આ પીડાની વાસ્તવિકતા સમજી શકે !

ત્રાસદાયક બિમારી ! અસહાય સ્થિતિ ! તેને બસ, અંધકારના રાજ્યમાં ડૂબવા સિવાય બીજું કશું નહિ હોય ? અજાણી ઉછરી અને અજાણ્યું જ મરવાનું કિસ્મતમાં લખાયું હશે ? આ સંસાર સાગરમાં એકલાજ હાથે વામ ભરવાના. તે રડવા લાગી—એકલી રડવા લાગી ! પ્રભુને દયા આવી ! પરીક્ષાકાળ પૂરો થતો હોય તેમ લાગ્યું. કોઇના આવવાનાં પગલાંનો અવાજ સંભળાયો.

તેના જ જેવી ગરીબ બાળા તેના ઓરડામાં પ્રવેશી. તેની આ ભયભીત સ્થિતિ જોતાં તે પણ હેબકી ગઈ અને ગરમ ચાહ લેવા આગ્રહ કર્યો. **માલતી** તેના પ્રેમનો અસ્વીકાર ના કરી શકી અને તે આવનાર બાળા તે દિવસ અને રાત તેના દુઃખમાં ભાગી થઈ. એકનાં બે થયાં એટલો પણ વિસામો બિમારીમાં પૂરો પડયો જાણી **માલતી** પ્રભુને ફરી યાદ કરવા લાગી. હવે તેની બીમારીની વાત સૌએ જાણી અને તેની બિમારી માટે સર્વ પ્રકારની યોજનાઓ ઘડાવા લાગી. ગરીબ બાળાએ તેના કિંમતી દાગીના વેચી તેને ખોરાક પૂરતો આપવા કાળજી લેવા માંડી ! સાબાશ છે ગરીબ સજ્જનો અને સન્નારીઓ ! ઉદારતા અને વિનય તો ગરીબ ઝુંપડીઓમાં જ હશે ! ગરીબોના દીલમાં જે દયાના સ્રોત વહે છે તે અમીરની મહેલાતોમાં હશે કે કેમ અને હશે તો કેટલો અને કેવો તે કંઇ કલ્પી શકાય નહિ અને કહી પણ શકાય નહિ ! માન—ખાનપાનના વિવેકમાં ગરીબ જેટલું તણાય છે, તેટલું શહેરીઓ કરી શકતા હશે કે કેમ તે પણ પ્રશ્ન જ છે. જેઓ એક વખત **માલતીની** પવિત્રતાની ગુમાનીથી દાઝી ઉઠતા હતા, તેઓજ અત્યારે તેને વખાણી તેને સર્વ પ્રકારની વ્યવસ્થા કરી આપવામાં કૃતકૃત્ય માનવા લાગ્યાં. ગમે તેમ પણ તે તેમના જાત ભાઇઓમાં ખપતી હતી એ તેઓ શી રીતે વિસારી શકે ?

લગભગ એક માસ લગી આમ પથારીવશ પડી રહી અને તે દરમિયાન તેનાં સ્નેહાળ આડોશી પાડોશી સર્વ

પ્રકારની તજવીજ કરી આપતાં. **માલતી** મનોગત કહેવા લાગીઃ—"પ્રભો! જો આ રાજ્યમાં ન્યાયશીલ રાજા હોય, તેના નોકર પ્રમાણીક હોય અને રાજ્યપદ્ધતિ પ્રજાને અનુકૂળ હોય; તો પછી પ્રજાનાં આંતર જીવન દયાની લાગણીથી કેમ ન ભીંજાય? નૈતિક કેળવણીને વધારવામાં આવતી હોય તો પછી નીતિનાં કલંક કેમ ન ધોવાઇ શકે? હા એક જ વખત આ ગુલામ બનાવેલી પ્રજાને સ્વતંત્રતાથી હરવા ફરવા દેવામાં આવે, તેમનું લુંટી લેવામાં ન આવતું હોય; તો નરકાગાર મટી સ્વર્ગભૂમિની રમણીયતા તાદ્દશ થાય એમાં કશું અજાયબ નથી!"

આસરે એક માસમાં તેનામાં ઉઠવા બેસવાની શક્તિ આવી ગઇ; પણ હાય! તેનામાં કેટલો ફેરફાર! તેનું ક્ષીણ શરીર ભડકાવે એવું હતું. છતાં તેની કાળી આંખો હજી એવીને એવી હતી. તેના દાંતની ધવલતા હજી યે પ્રકાશે એમાં શી નવાઇ? તેના કાળા ભમ્મર જેવા વાળ એવાને એવાજ દેખાતા. પરંતુ તેનો કપોલ પ્રદેશ તદ્દન ફિક્કો બની ગયો હતો અને ગાલની ગુલાબી રતાશ અદૃશ્ય થઇ હતી! તેની દેહકાન્તિ વિલાતી હતી.

હજી યે તે રોગી જ હતી; પરંતુ તે વાત તેણે કોઇને ન કરી. પાડોશીએ તેને કામ પર જવાની ના પાડી, પણ તે પરાધીનતાથી કંટાળી હતી અને એ એનો સ્વભાવ ન હતો એટલે ગમે તે પ્રકારે પરસેવાનો રળેલો રોટલો ખાવા તે ભૂખી બની હતી. જેઓ માંડ માંડ પોતાનું પોષણ કરી શકતા હતા તેમના રોટલામાં ભાગ પાડવો એ તેને અયોગ્ય લાગ્યું.

આજુ બાજુ તેની સુધરતી જતી સ્થિતિ વિષે વાતો સાંભળતી, ત્યારે તે મનમા વિચારતી કે તે સ્વર્ગમાં જવા માટે જરૂર સુધરતી હતી. તેનામાં શક્તિ હતી કે નહિ એ કહેવું સ્હેલું નહોતું. પોતે તો સમજતી હતી કે તે મરણના દહાડાઓ પાસે જોતી હતી.

એક દિવસ પથારીમાંથી ઉઠવા પછી તે તેના ખાવા ધાતા ભયંકર આવાસમાં વિચારવંત સ્થિતિમાં બેઠી હતી, ત્યાં એકાએક બારણું ધકેલાયું અને તેની પિછાનવાળી વિધવાબાઇ અંદર આવી. તે **માલતી**માં આટલું ભયંકર રૂપાંતર જોઈ હબકી ગઈ અને તે જાણે પોતાની પુત્રીને માટે લાગણી ધરાવતી હોય તેમ તેને બાથમાં લઇ રડવા લાગી. **માલતી** આશાન્વિત બની. વિધવા બોલીઃ—

"**જગદીશ્વર**! આટલી ભયંકર સ્થિતિ પસાર થઇ ગઈ છતાં તે હું જાણી ન જ શકી! **માલતી**! તેં તારી કુમળી અવસ્થામાં બહુજ સહ્યું છે! તારા પર **પ્ર**ભુનો આટલો બધો કોપ! બેટા, હું તને ગમે તે પ્રકારે મારા પતિના મૃત્યુની મુશ્કેલી હોવા છતાં પણ બહુ કરી શકી હોત! તેં આટલું બધું શી રીતે સહન કર્યું. છતાં હજી કશું મોડું નથી થયું! ચાલ, તું આજ ક્ષણે મારી સાથે આવવા તૈયાર થા! હું તને લઇ જ જઇશ! અને તું જ્યાં રહેતી હતી ત્યાંજ રહીશ! અરેરે! તે બિચારો પણ—તું જાણે છે કે **માધવ**–રોજ રોજ ધક્કા ખાય છે! અહા! તારી મૂકેલી સર્વ વસ્તુઓ જેમની તેમ ત્યાં પડીજ છે!"

"પણ ના; હું ત્યાં આવી શકીશ નાહ–ના, ના, મારાથી નહિ જ બને! નહિ જ અવાય!" રડવા લાગી.

"તું શા માટે રડે છે? હજી હઠીલી જ છે? તે ભલો માણસ તારી કેવી ભાળ કરે છે તે તું શું જાણે છે? પણ હું તો તેને નકાર જ ભણાવું છું! તે કંઇ પણ બોલ્યા વિના પાછો ફરે છે! કેવી નિરાશા! દિવસે દિવસે તે પણ તારી માફક ઘસાતો જાય છે! અને મેં—"

"મા, દયાળુ મા! તમે અંત લગી એ પ્રમાણેજ વર્તશો એવી મને આશા છે! તે મને ચાહે છે એ વિષે મને કશી શંકા નથી અને હું તેને પણ કેટલું ચાહું છું તે ફક્ત **પ્રભુ** સિવાય કોણ કહી શકે એમ છે? છતાં અમારે ઉભયે મલવું એ ભયાવહ છે. હું ત્યાં નજ આવી શકું! તેના પ્રેમમાં વિષ છે. તે અમૃતમય વિષ મારે નથી જોઈતું. મારે હવે પવિત્ર અને નિર્દોષ જીવન વીતાવવામાં ઘણી મીઠાશ છે! પ્રભુના પવિત્ર દરબારમાં મારી સ્વર્ગસ્થ માને ભેટવું છે!"

"જવા દે તારી આ ઘેલછા! મારૂં હૃદય આથી ચીરાય છે એ તું જાણે છે? જો તારી એવીજ મરજી હશે તો તે **માધવ**સેન તારા વિષે કશું પણ નહિ જાણી શકે! તારે મારી સાથે મારે ત્યાં આવવું જ પડશે. મારી ભત્રીજી તારી સારી સેવા ચાકરી કરી શકશે! તમે બન્ને ત્યાં આનન્દથી દિવસો વીતાવી શકશો અને એમ કરતાં તબીયત પણ સુધરી જશે! તારે શું કરવું એનો નિશ્ચય મેં કરી દીધેલો છે! કાલ સવારે ફરીથી હું અહીં આવીશ, તે વેળા ત્હારે મારી સાથે આવવું જ પડશે! તૈયાર રહેજે!"

"હું સમજી શકું છું—સારી રીતે સમજી શકું છું, પણ હું તમને ભાર રૂપ થવા નથી માંગતી, કારણ કે—"

"અરે! તું શું બોલે છે? તું અમને ભાર રૂપ? તું તો મારી દીકરી છે, સમજી? ચાલ હું વધારે વાત કરવાની જ નથી. કાલ સ્હવારે તારે મારી સાથે આવવુંજ પડશે! તૈયાર રહેજે!"

હા–ના નો કશો પણ નિર્ણય કરી શકે તે પૂર્વે તે વૃદ્ધા ત્યાંથી ચાલી ગઇ. ગમે તેમ પણ એ દુષ્ટતાના વાતાવરણમાં તો હતી અને તે વાતાવરણ તેના સ્વભાવની વિરૂદ્ધ હતું અને તેટલાજ માટે તે પવિત્ર વાતાવરણમાં જઇ શકે તો તેને માટે અનાદરણીય ન જ હોય!

બીજે દિવસે કહ્યા મુજબ એ ભલી વિધવા બાઇ આવી અને **માલતી**ને પોતાની સાથે આડોશી પાડોશીને મળી, રજા લઈ લેઇ ગઇ.

———

# પ્રકરણ ૩૧ મુ.

## ક્ષયથી ક્ષીણ થતું શરીર.

**दुर्वाङ्कुरतृणाहारा धन्यास्ते वै वने मृगा:**
**विभवोन्मत्तवित्तानाम् न पश्यन्ति मुखानि यत् ॥**

તે વૃદ્ધા સાથે તેના જૂના સ્થાનકે આવ્યે પણ કેટલાક માસ વીતી ગયા છે. તે શાન્તિ અને કંઇક સુખ પામી શકી છે; છતાં તેનું શરીર ઘસાતું જ જાય છે. મૃત્યુનો તેને ભય ન હતો.

ક્ષયરોગથી સડતાં માણસો ભાગ્યેજ બચી શકે છે. કેટલાંયે જુવાન દેખાતાં છતાં એકાએક આ રોગના ભોગ બની સત્વરે અહીંથી સિધાવી જાય છે. માલતીની પણ આજ સ્થિતિ હતી અને તે જાણતી પણ હતી. **प्रबलीयसी केवलमीश्वरेच्छा** એ તેનું સૂત્ર થઇ પડયું હતું. તેણે આ જીવનમાં કોઇનું પણ અહિત ઇચ્છયું નહોતું અને કર્યું પણ નહોતું એટલે મૃત્યુની ભયંકરતા તેને જરાયે સ્પર્શી શક્તી નહોતી. તેણે મનસા, વાચા કે કર્મણા ઇશ્વરીય નિયમનું અનુપાલન કર્યુ હતું. તેણે ઘણું વેઠયું હતું. **Love and Bear** મ્હાલું અને સ્હેલું એ બરોબર સમજી હતી અને એ પ્રમાણે વર્તી હતી. તેના માર્ગમાં ઘણી ઘણી લાલચો પાથરી દેવામાં આવી હતી, છતાં તે મોહી પડી નહોતી અને ધર્મભાવના એટલીજ વધારે દૃઢ બની જતી હતી. જેમ કાંચનને વધારે ને વધારે તપાવવામાં આવે તેમ વધુ નિર્મળ બને તેમ તે મુશ્કેલીઓમાંથીં પસાર થતાં વધારે પવિત્ર બની શકી હતી.

લાલચથી સ્પર્શ્યા વિનાનો સદ્‌ગુણ તે સદ્‌ગુણ ન કહી શકાય, પણ લાલચને લાત મારી એ સદ્‌ગુણ, સદ્‌ગુણ રહી શકયો હોય તો જ ! અને ત્યારે જ તે સદ્‌ગુણની યથાર્થતા કહી શકાય. જે કુદરતી રીતેજ સારી અને સુખમય સ્થિતિ મેળવી શકે અને લાલચથી લલચાય ના એમ કહેવું એ સદ્‌ગુણ કહેવાય નહિ. લક્ષાધિપતિ ચોર નથી એમ કહેવું એ હાસ્યાસ્પદ છે અને નાની વયે કોઈ કુમારિકા તેના પતિથી, ઇચ્છાથી કે અનીચ્છાથી સુરક્ષિત હોય, તે વેળા તેના પતિની હયાતીમાં કોઇ તેને અપમાનિત ન કરી શકે અને એટલાજ માટે તેને પતિવ્રતા કહેવી એ સતીત્વના સદ્‌ગુણનું અપમાન કરવા બરાબર છે ! ભૂખે મરે છે છતાં જે સ્ત્રીઓ લૂંટફાટ, ચોરી કરે નહિ કે શિયળને વેચે નહિ તેજ સત્યત: વખાણને પાત્ર છે !

સમ્રાજ્ઞીઓ, ઠકરાણીઓ, શાહજાદીઓ કે મોટા મોટા ઇલ્કાબ ધારણ કરનાર મહાશયોની સ્ત્રીઓ કરતાં પણ વધારે માનને લાયક હોય તો દુઃખમાં પણ પતિના નામને રટનારી સ્ત્રીઓજ છે ! અને તેટલાજ માટે તેમાંયે તેવી સન્નારીઓમાં અગ્રપદે માલતીને આપણે મૂકી શકીએ ! અપાર સુખની અવધિ હોવા છતાં, દોલતનો ઢગ વળેલો હોવા છતાં એવી તમે નારીઓ જોઈ શકશો કે જેઓ નિરર્થક તેમનાં જોબન કુમાર્ગે વેડરી દે છે ! તેમને કોઇ પણ કારણે અનીતિ શબ્દનો આધાર લેવો જોઇએ જ નહિ; તો પણ તે ધનના મદમાં છકી જઇ ભોગ વિલાસમાં અમરતાનાં સાધન માની બેસવાની ભયંકર ભૂલ કરે છે. આ શું ઓછું શોચનીય છે? આવાઓની નીતિભ્રષ્ટતા, અને સદ્‌ગુણનાં હાટ માંડવાથી સમાજ આડે માર્ગે દોરાય છે! જુગાર, મોજશોખ, વિલાસ, આનન્દ અને ગરીબોને કચડવાનું આટલુંજ ભાન તેમને રહે છે; વિષયાંધ થવું એમાં પણ તેઓ વીરતા માની બેસે છે ! અને મિત્રતાના ઉપકારમાં તણાઇ જતા લોકો દુધ, મેવા, મિઠાઇનો તેમના સ્વાર્થ સાધવાની ખાતર જબ્બરદસ્ત આડંબર રચે છે ! વધારે ભાગે એમ કહી શકાય કે ઉચ્ચ જાતિમાં નીતિ જવલ્લે નજરે ચડતી હશે અને એજ લોકો " ગરીબો અપવિત્ર છે " એમ કહી નિંદનાર છે.

અને માલતી માટે ત્યારે આપણે એટલું કહી શકીએ કે તેના પર અન્યાય અને અત્યાચાર થવામાં કારણભૂત એ લોકોજ છે! તે જેવી રીતે ઉચ્ચ સંસ્કારવાળી પવિત્ર અને નિર્મળ વૃત્તિની છે તે પ્રમાણે સુખી હોત તો કેવું સારૂં ? પણ કિસ્મતના ખેલ કોણ જાણી શકયું છે ?

માલતીની ઇચ્છાથી તે વૃદ્ધ વિધવાની બ્હેનને ત્યાં રહેતી હતી, કારણકે માધવના મિલનથી તે બ્હીતી હતી અરે ! તે મિલનને તે તિરસ્કારતી હતી: પરંતુ તે બાઇ લક્ષ્મીમતી હોવા છતાં કઠીના સ્વભાવ વાળી હતી. સાચી ઉદારતા અને લક્ષ્મીનો સુયોગ કવચિતજ થાય છે ! માલતી અલ્પ સમયમાં જોઇ શકી કે તે સ્થળે તે ભારરૂપ બની ગઈ હતી એટલે તેણે તે વૃદ્ધાને જાતમહેનતથી કમાવા માટેનો વિચાર જણાવ્યો. પરિણામ એ થયું કે નિરૂપાયે તેની ઈચ્છા સંતોષવામાં આવી. નોકરી પર બાર કલાક લગી કામ કરવું પડતું હતું. તેને દરરોજનો રૂા. દોઢ મળતો અને આ પ્રમાણે તે ઘણી ખુશીથી ગુજરાન ચલાવી કંઈ બચત પણ કરી શકતી. જે શેઠાણીને ત્યાં નોકરી કરતી હતી, તેનાં કંટાળો ઉપજાવે એવાં ગંદાં છોકરાં ત્રાસ ઉપજાવતાં એટલુંજ નહિ પણ તેના પર તેઓ અવિશ્વાસની દૃષ્ટિથી જોતાં. કોઇકવાર ઘરનો પુરૂષ તેની પત્નીની નજર ન હોય ત્યારે માલતી સાથે અટકચાળાં

રમતો. તેની તેડે ભાગ્યેજ કોઇ મમતા ભર્યા ભાવથી વર્તતું અને છતાં કામ લેવામાં તેમની બરાબરી કોઇ કરી શકતું હશે કે કેમ એ શંકાસ્પદ હતું ! જરાયે થોભાય નહિ અને જો થાક લાગતાં ઉભી રહે તો શેઠાણી તડૂકી ઉઠતા કે “ બ્હેન, કામ કરવું તેમાં આળસ ન રાખીએ ” અથવા તો એવું કંઈક કહેતી. આ તેમનો સહજ સ્વભાવ હતો એટલે તેમના એ કામ માટે પશ્ચાતાપ સરખો શાનોજ હોય ? જ્યાં અધિકાર છે-અધિકારની ખુમારી હોય છે-ત્યાં સેવક જન પર માન ક્વચિતજ હોય છે !

**માલતી** આ બધું સહન કરતી. તે તેની ભાગ્યદેવીને અધીન બનતાં શીખી ગઈ હતી. આમ કેટલાક માસ વળી વહ્યા. મૃત્યુ દેવના ઘંટ વાગતા પણ સંભળાવા લાગ્યા ? શું કરવું તેનો એ કશો નિશ્ચય કરી શકી નહિ.

એક દિવસ તેણે તે વિધવા ડોસીને નીચે પ્રમાણે કહ્યું,-“મા, હું તમને છોડીને હવે જવા ઇચ્છું છું.”

“ મને છોડીને ? શા માટે મને છોડીને જવું છે ? ”

“ કારણ કે હું મારૂં પેટ ભરી શકું એમ નથી અને તમને બોજા રૂપ થવા કરતાં રસ્તામાં ભીખ માગવાનું હું વધારે પસંદ કરીશ. મારાં વરસ હવે પૂરાં થવા આવ્યાં છે ! ”

“ બેટા, તારી આ વાતો મને કેટલું દુઃખ આપે છે તે તું નથી જાણતી. તારૂં શરીર વિલાતું જાય છે. તને આરામ અને શાન્તિની ઘણી જરૂર છે ! ”

“ આરામ અને શાન્તિ ? આ જીવમમાં હવે તે નથી મળી શકવાના ! ”

“ બેટા, તારૂં ધારવું ભૂલ ભરેલું છે ! તું અમને બોજા રૂપ નથીઃ તું અમને બહુજ વ્હાલી છે ! તું કશું પણ કામ કરતી ના એટલે તારૂં શરીર આપો આપસુધરી જશે ! ”

“ આપનો મારાપર અઢળક ઉપકાર છે ! હું નિરૂપાય છું. મને જવા દો-તમે મારી વેઠ ઓછી કરો ! હું તો જવાની છું, સાથે તમે શા માટે દુઃખી થાઓ ? મને જવા દો, મને જવાદો, તેમાંજ મઝાહ છે ! ”

“ અને તું ક્યાં જઇશ ? ”

“ હું ક્યાં જઇશ ? મારા જૂના દુઃખને ગોતીશ ! પેલા કેદખાના રૂપી મકાનમાં અને ત્યાંજ મરીશ ! ”

“ કેદખાનામાં ? નહિ-નહિ-તું ગરીબ, એકલી-તું, આવી સુંદર નિર્દોષ-તું, આવા ઉચ્ચ સંસ્કાર વાળી કેદખાનામાં સડવા સર્જાયલી એવી મઝુરી કરવા સર્જાયલી ? નહિ બને એ ! **માલતી**, તું ત્યાં નહિજ જઇ શકે-તું મારીજ સાથે રહેશે !-જો ઈશ્વર તેમ થવા દેશે તો તું મારી સાથેજ રહેશે; અગર ઈશ્વરની મરજી તેમ નહિ હોય તો આ હાથમાં મરશે ! બેટા, હું તને કેટલું ચ્હાહું છું ! પણ નહિ કહું ? પુત્રી તને શું થાય છે ? ”

“ જાણે આત્મા આ દેહને ત્યાગી દૂર દૂર ઉડવા માગે છે ! તમે જોઈ શકો છો કે મારી કાન્તિ વિલાય છે ! હું શ્યામ પડતી જાઉં છું અને એજ મારા મરણની સાચી નિશાની છે ! અને તે—”

“ હા ! હું તારા કહેવાનો ભાવાર્થ બરાબર સમજી શકું છું. તેથી શું ? સારા સારા દાક્તર બોલાવીશું અને તું આ દિવાળીએ તારૂં જોબન ફરી મેળવી શકશે ! ”

“ તે દિવાળી જોવાનું મારા કિસ્મતમાં લખેલું નથી.”

તેના કથનનો ભાવાર્થ અને તેની યથાર્થતા મગજમાં બરાબર ઉતરી ગઈ. જાણે તેના શબ્દો દેવવાણી જેવા હોય એમ તેને તાદ્રશ થયું.

# પ્રકરણ ૩૨ મું.

## નાટકશાળામાં કોતુક.

**कृते च रेणुका कृत्या, त्रेतायाम् जानकी तथा ।**
**द्वापरे द्रौपदी कृत्या, कलौ कृत्या गृहे गृहे ॥**

આ વાર્તાની શરૂઆત થયે આજ બે વર્ષ પૂરાં થાય છે. ત્યાં લગી **માધવકુમાર** અને માલતીની કેવી વિચિત્ર સ્થિતિ થઇ તે આપણે બરાબર નિહાળી છે. ઉભય આશાભગ્નહૃદયે તેમના જીવનના અવશિષ્ટ દિવસો પૂરાં કરતાં હતા. **માધવ** એક સમયે “ ફેશનેબલ સોસાઇટી ” નો શોખીન હતો, તે પરમ ગુણીયલના સહવાસે કરી તેના જીવનને ઉન્નત કરી શકયો. **વિલાસિનીને** એ હવે તદ્દન વિસ્મરી ગયો હતો અને બદલે તેનો પ્રેમ **માલતી** માટે ઝળહળી રહ્યો હતોઃ તે તેની સ્નેહાળ દેવીને ઢુંઢવામાં જીવન સમર્પણ કરવાનું આદર્શી બેઠો હતો અને એજ જીવનનો સિતારો માની બેઠો હતોઃ આટઆટલું છતાં અત્યાર લગી તો ફક્ત નિરાશાજ તેને હાથ લાગી હતી.

**માલતીની** શી સ્થિતિ હશે તેનાજ વિચારમાં એ મુંઝાતો અને ખાવું પીવું એ નિત્યક્રમ હોવાથી તે સર્વ

યાંત્રિક જેમ લાગતું. માનસિક વેદનાથી તે બબડતો. “તે ભયંકર સ્થિતિ વેળા શું કરતી હશે? હું એવે વખતે એનો સાચો સાથી હોઉં તો કેવું સારૂં! હું તેના દુઃખનો ભાગી થવા કેટલો તૈયાર છું, પણ જગદીશ્વર મને એવા પ્રસંગ ક્યાં આપે છે? હરિ! હરિ! જો એમ હોત તો, જો તેનો મને યોગ થાય તો બતાવી આપત કે હું તેની રાખ સાથે મારાં આંસુ ભેળવી શકું છું!”

તે અવનવાં સ્વપ્નો કલ્પતો અને એ મિથ્યા કલ્પનાઓથી કંટાળતો ત્યારે તે જગન્નિયંતાને તેને સંભાળવા હૃદયથી પ્રાર્થના કરતો.

**માધવસેનનીજ** આવી સ્થિતિ મહાલયમાં હતી એમ ન હતું. મદમસ્ત જોબનના ઉકળાટમાં તપતી **મોહિની અનસૂયા** ગઇ વીતીથી શેકાતી હતી. **ચંદ્રાનના** પણ એવીજ વિયોગી સ્થિતિ અનુભવતી હતી. **મોહિનીચન્દ્રે** જે દિવસે અનસૂયાને પોતાની પત્ની કરવાની ઇચ્છાથી તે વિચાર **સ્નેહબંધન** આગળ જણાવ્યો અને તેનો પ્રત્યુત્તર તેને નિરાશામાં મળ્યો, ત્યારથી તે ફરીથી મહાલય તરફ આવ્યોજ નહોતો.

**સાગરિકા** પોતે પોતાના ખંડમાં દુનિયાથી જુદી હોય તેમ ત્યાંજ રહેતી; છતાં કેટલીક બાબત બાદ કરતાં આટલી વખતી જ્વાળા ફક્ત **ચંદ્રાનનાને** સ્પર્શી શકતી નહોતી એ નવાઇ! વળી ચોમેર ભયંકર શાન્તિ અને ઉદાસિનતા જોતાં તેનો મિજાજ વધારે કટક બની ગયો. મિત્રોનું આવાગમન પણ આ સ્થિતિને લીધે બંધ થવા લાગ્યું. આથી **ચંદ્રાનનાને** પોતાનો સૌન્દર્યગર્વ બતાવવાનું સ્થાન ખાલી જેવું થયું. તેના દિવસો લાંબા થવા લાગ્યા. છતાં આ મહાલયમાં એકાન્ત અતિથિ **કેશવકાન્ત** તેની નિયમિતતા ચૂકતો નહિ અને **ચંદ્રાનના** સિવાય બીજા તેને ધિક્કારતા. **અનસૂયાથી** તે હાર પામ્યો હતો અને ત્યાંથી થાકયા પછી શાન્તિને ખાતર **ચંદ્રાનના** સાથે બેસી ઘડીક દિલ બહેલાવતો.

**સ્નેહબંધનનું** શરીર છેક લેવાઇ ગયું હતું એમ કહેવામાં અતિશયોક્તિ નથી. તેમની વય ૫૭ વર્ષની હતી; તોપણ સતત ઉપરા છાપરી ચિંતાઓને લીધે એંશી વર્ષ લાગતાં હતાં. આટલો બધો ફેરફાર ફક્ત સોળ માસમાંજ થઇ ગયો હતો અને જ્યારથી **કાત્યાયિનીના ખૂનમાં** તેને પડવું પડયું ત્યારથી તેમનામાં અત્યન્ત ફેરફાર પડી ગયો હતો. ડાચાં સ્પષ્ટ દેખાતાં હતાં, આંખો ઉંડી ઉતરી ગઈ હતી, નિરાશાની કરચલીઓ વળી ગઇ હતી. લગભગ આખો દિવસ લાયબ્રેરી હોલમાંજ રહેતો.

પરંતુ હવે વાંચક વર્ગનું ધ્યાન બીજી દિશા તરફ વાળીશું અને આશા છે કે તે માટે વાંચકવૃન્દ દોષ નહિ આપે.

આજે નાટકશાળામાં બહુજ ભીડ છે. કેટલીક શક્તિ પ્રમાણે અને કેટલીક શક્તિ ઉપરાંત બનીઠણી બેઠેલી અંગનાઓ સૌનું ધ્યાન ખેંચતી હતી.

ઑરચેષ્ટ્રામાં એક રૂપવતી સ્ત્રી અને એક જુવાન પુરૂષને જોતાં કેટલાકનું ધ્યાન વિશેષતાથી ખેંચાયું હતું. તે સ્ત્રીના જેવી બીજી કોઇ સ્ત્રી આડંબરમાં ત્યાં નહોતી દેખાતી. તેનું એકેએક અંગ કાળજીપૂર્વક શણગારાયલું દેખાતું હતું. તે રૂપવતી દૃષ્ટાની આંખને ઠારતી અને ઉત્તેજતી. તેની કાળી મોટી આંખો કામણગારીને શોભે એવી હતી. તેની આકૃતિ પુરૂષાકૃતિને બંધબેસતી હતી. તેના દાંત મોતિની સરખામણી માટે જરાક મોટા હતા. તે વાંકાંચૂકાં અંગ રાખવામાં આખું શરીર ચાલતા મરડી નાંખવામાં પ્રવીણ સ્ત્રીઓમાંની એક હતી; ટૂંકામાં તે નાટકની એકટ્રેસ હતી એમ કહીએ તો ચાલી શકે. તે નાજૂક બદન, નખરાબાજ, આંખો નચાવવામાં કુશળ મોહિની હતી.

**दर्शनात्हरते चित्तं स्पर्शनात्हरते बलम् ।**
**संभोगात्हरते वीर्यं नारी प्रत्यक्षराक्षसी ॥**

(સ્ત્રીનું દર્શન થતાંજ એ ચિત્તને હરી લે છે, સ્પર્શથી બળ હરે છે અને સંભોગથી વીર્ય હરી લે છે; માટે નારી ખરેખર રાક્ષસી જ છે.)

આ પ્રકારનો શ્લોક ઉપર સૂચવ્યા મુજબની સ્ત્રીઓ માટેજ લખાયો હશે એમ સહજ કલ્પાય છે!

તેની સાથેનો યુવક દેખાવડો, પણ વિષયથી ઘેરી આંખોવાળો નશાબાજ હતો. તેને મૂછો હતી. તેની ઉંમર ૨૯ અને ૩૦ વર્ષની વચ્ચે ઝોલાં ખાતી હતી. પરંતુ શોખનાં સાધનોની વિપુલતાના કારણે છ વર્ષ ઓછી લાગતી હતી.

“એ કોણ છે?” આ પ્રશ્ન સર્વ સ્થળે ચર્ચાતો હતો; પરંતુ કોઇ સંતોષકારક જવાબ વાળી શક્યું નહિ. ત્યારે “એ છે કોણ?”, આ પ્રશ્ન સર્વ કોઇને મુંઝવવા લાગ્યો.

“મેં એને કંઈક જોયો છે ખરો! પણ ક્યાં જોયો છે એ અત્યારે યાદ આવતું નથી.” એકે કહ્યું એટલે બીજાએ પોતાનું જ્ઞાન બતાવ્યું.

“તમે મને ઓળખતા નથી? **મતિલાલનું** નામ સાંભળ્યું છે કે નહિ? એ ફાકડો આદમી છે અને તે આજ. અરે! ઘંટડી વાગી. હું જરા ચ્હા પી આવું.”

ઉપરોક્ત વાતચીત પરથી **મતિલાલ** વિષે કંઇક વધારે જાણવાનું બને તો ઠીક એવું પ્રત્યેકના દિલમાં થાય એ સ્વાભાવિક છે. માટે અમે અમારા પ્રેમી વાચકને તે યુગલ છે ત્યાં લઇ જઇએ તો તેમની જીજ્ઞાસાવૃત્તિ સંતોષાશે એમ માનીએ છીએ.

“**વિલાસિની**! તું આજે કેવી રંભા જેવી લાગે છે! આટલામાં તારી હરિફાઈ કરે એવી એક પણ સ્ત્રી હયાતીમાં છે? સૌ કોઇ તનેજ નિહાળી રહ્યું છે; એ તારૂં પરમ સૌભાગ્ય!”

“અને આપને મારા નાથ, મારે માટે શું થાય છે?”

“પ્રિયે! તું મારૂં બુલબુલ; તું મને કેવા સંજોગોમાં મળી એ તો—”

"અને હું તમારો ઉપકાર શા માટે ન માનું? મને કેવી મુસ્કેલીમાંથી છોડાવી?"

"પ્રાણેશ્વરિ! એમાં મેં શું વધારે કર્યું? હું નોકરોની વાતચીત પરથી સમજી શક્યો કે તું પૈસા ચૂકવી શકવા અસમર્થ છે. વળી તું ઉર્દુ સમજી શકતી ન હોતી એટલે વાત પણ શી રીતે કરી શકે? હું તેઃ પાવરધો હતો અને મેં તારી મુઝવણ ટાળી. પ્રિય! તેં મારો સ્વીકાર કર્યો—આપણે બન્ને તેથી ખૂશ છીએ. દુનિયા જખ મારે છે! અંતે આપણે પતિપત્ની બન્યા, કેમ જીવનેશ્વરિ!"

"મારો સ્નેહ આપના જ માટે છે!"

"પ્રિય! મેં જણાવ્યું હતું કે મારા પહેલાં તારે બીજા ચાર પણ હતા. તેં મને એક મોટું ટિપ્પણ પણ બતાવ્યું હતું. મને ખાત્રી છે કે એ બધામાં હું અગ્રસ્થાન ભોગવતો હઇશ. પુનર્લગ્ન ના કહેનારા શું સમજે? તેઓ મૂર્ખ શિરોમણિ સમજવા! બિચારી રંડાઇ એટલે ફરી ન જ પરણે અને ઘરનો ખૂણો સંભારી આખું જીવન રડવામાંજ વીતાડે! તોબાહ! એ તે ક્યાનું શાસ્ત્ર! પુરૂષ અનેક સ્ત્રી કરે અને સ્ત્રી એકજ ભ્રમરને રટેઃ આ તે ન્યાય કે અન્યાય?"

"વ્હાલા! મને તમારૂં હેત જોઇ કંઇ કંઇ થઇ જાય છે! આવું અનુપમ સુખ હજી લગી કોઇ આપી શક્યું નથી. તમે માલદાર છો એટલે પહોંચી વળો છોઃ વિધવા રહેવાથી શું સુખ? ગાંડી હોય તે વિધવા રહે! વિધવા રહેજ શા માટે? બસ ગમે તેને ગોતી ફરી ઘર માંડે! એક ન ફાવે તો બીજોઃ ક્યાં દુનિયામાં એની ખોટ છે? આ જુવાની જાય પછી શું કરે? જુવાનીનો સદ્દુપયોગ એજ કે જુવાની માણો અને આનન્દ કરો. કેમ એમ જ ને?"

"બરાબર છે. જ્યાં લગી હું છું ત્યાં લગી આપણે લીલા લ્હેર માણવી!"

"આટલું છતાં નાથ! તમે કોઇક વાર ઉદાસી બની જુઓ છો, એનું શું કારણ? બારણું ખખડતાંય તમે ભડકી જઓ છો—ચમકો છો, એનો—"

"હોય, ખાસ કશું નહિ. બરાબર તું યાદ રાખજે કે હું તને એકલવાયી કરી ન્હાસી તો નહિ જ જઉં! તને ભિખારી કરી દેવી તો પછી સ્વીકારવી શા માટે? ઠીક, હવે નાટક ખતમ થશે અને તે વખતે બહુજ ભીડ થશે, માટે આગળથી જ આપણે નીકળી જઇએ!"

હાથમાં હાથ રાખી બંને પગથીઆં ઉતરવા લાગ્યાં. સૌ કોઇ તેમને એકી ટશે નિહાળતું. નાટકભુવનના વિશાળ ચોગાનમાં ઉતરતાં **મતિલાલની** ગાડીનો ગાડીવાન સામો આવ્યો અને ગાડી પાસે લઇ ગયો. **વિલાસિની મતિલાલ**ના હાથના ટેકાથી અંદર ચડી ન ચડી એટલામાંજ કોઇનો વજ્ર જેવો ભારે હાથ **મતિલાલ**ના ખભા ઉપર પડ્યો.

આસપાસ આશ્ચર્યની ચિસો સંભળાઇ અને **વિલાસિની** મ્હોં ફેરવી જુએ છે તો તેના યાર **મતિલાલ** પોલીસના હાથમાં બંદિવાન! તેણે શુદ્ધિમાં આવતાં પૂછ્યું:—

"ભાઇ, તમારી સમજમાં કંઈ ફેર હશે. વ્હાલા, તમે એ લોકોને કંઇ કહેતા નથી! તમે એમને છોડી લો—ઓળખતા નથી—એ તો **મતિલાલ** ફોજદાર!—"

"અમે જાણીએ છીએ અને અમારે એમનીજ જરૂર છે! અમે તમારે માટે દિલગીર છીએ; પણ વાત કથળી ગઇ છેઃ તેમને ખોટા દસ્તાવેજ માટે—"

**વિલાસિની** પાછળનું કશું સાંભળી શકી નહિ. રહસ્ય સ્ફોટ થતાં તે ત્યાંજ બેભાન થઇ પડી ગઇ!

## પ્રકરણ ૩૩ મું.

### રહસ્ય અને ઔત્સુક્ય.

**રોવા ભલે વિજન કો કહિં સ્થાન શોધી,**
**આંસુ ભલે વિખરતાં રડતાં સુમોતી;**
**જા જંગલે નિડર તું પડ વૃક્ષ ખોળે,**
**આંસુ ઝરો જલ ઝરે જ વરાળ બોળે!**
**કલાપી.**

ઉપરોક્ત બનાવ પછી બીજે દિવસે **માધવસેન** શિકાર કરી મહાલયમાં જતો હતો તે વખતે તેણે એક ગાડીને તે તરફ આવતી નિહાળી. **વિલાસિની** તેમાંથી ઉતરી. ભૂલ તો નથી થતી એમ ધારી ધારીને જોવા લાગ્યો પરંતુ તેની પૂર્વ પરિચિત **વિલાસિની** જ જણાઈ. તે પોષાકની પૂર્ણ છટામાં હોવા છતાં પણ મુખ પર તીવ્ર ગ્લાનિ તરવરતી સ્પષ્ટ દેખાતી હતી. તે સીધી નજર રાખી આજુ બાજુ જોયા વિના ઉતાવળી ઉતાવળી જતી હતી, તેથી તે જાણી શકી નહિ કે થોડેક દૂર તેને કુમાર જુએ છે.

**વિલાસિની**ને જોતાં તેને તેના પહેલાંનો વિલાસ સાંભરી આવ્યો. તુરત મ્હોં ફેરવી દીધું અને તિરસ્કાર આવ્યો. તેને તો એકજ વસ્તુ યાદ હતી. તે એકજ સ્ત્રીમાં સાચો અનુરાગ અનુભવી શક્યો હતો, જે નિઃસ્વાર્થમય હતો અને તેથીજ તેની પીડા શાશ્વત હતી. **વિલાસિની**ને ઘણે લાંબે વખતે અને તે પણ તેને મહાલય તરફ જતી જોઇને અન્તયણ

થયો. **વિલાસિની** સ્વાર્થ સિવાય એક પણ ડગલું આગળ ભરે નહિ એનો તેને સારી રીતે અનુભવ હતો.

**વિલાસિની** ધારે તો રાજકીર્તિને કલંકિત કરી શકે એવી શક્તિમતી હતી અને એટલાજ માટે કુમારે તેનાથી દૂર રહી તેના કાર્યને અવલોકવાનું દુરસ્ત ધાર્યું. તે બાજુ પર ઉભો રહ્યો. પાંચ મીનીટ થઇ. છતાં તે બહાર ન આવી એટલે તેણે તેના આગ્રહી સ્વભાવને યાદ કર્યો. તે નિરાશ વદને રાજમહાલયમાં જવા ઉપડયો અને તેની નિરાશા અને આતુરણી વચ્ચે 'વેટિંગ રૂમ' માં તે તેને ન જ જોઇ શક્યો. એને બદલે બીજા બે પુરૂષ મહાશયોને જોયા. તેને શક ગયો કે કદાચ તે તેના પિતા પાસે પણ ગઇ હોય!

" કોઇક યુવાન **સ્ત્રી** ગાડીમાંથી ઉતરીને કયાં ગઇ?" નોકરને તેણે પૂછયું.

" જી, તે આપના પિતાશ્રી પાસે ગઈ!"

" મારા પિતા પાસે! હું કેવો મૂર્ખ કે નકામો ત્યાં ઘાલ્યો! પરંતુ તેણે મારા સંબંધી કશો પ્રશ્ન કર્યો હતો?"

" ના જી! તેણે તો આપના પિતાશ્રી કયાં છે એટલુંજ પૂછયું હતું. તેનું **નામ** જ્યારે જણાવવામાં આવ્યું ત્યારે તેને એકદમ અંદર જવાની પરવાનગી મળી ચૂકી."

" ઠીક શું **નામ** હતું?"

" **મતિલાલ**ની પત્ની."

" **મતિલાલ—મતિલાલ**. નક્કી આ નામ મેં સાંભળ્યું છે—"

" હાજી, એ નામના માણસને ખોટા દસ્તાવેજ માટે ગઇ રાત્રે પકડવામાં આવ્યા છે!"

" બરાબર છે! આજ મેં સવારે નાસ્તો કરતી વખતે દૈનિક પત્રમાં વાંચ્યું હતું. વળી તેમાં એવું પણ લખેલું હતું કે **મતિલાલ** નામના માણસને નાટકશાળામાંથી રમણીનો હાથ ઝાલી બહાર નીકળતો હતો, તે વખતે પકડવામાં આવ્યો છે."

" **કુમારશ્રી!** તે આજ **સ્ત્રી** હશે એમ કેમ કલ્પી શકાય? **જૂઠાં** ખાતાં **કરનારની સ્ત્રી** સાથે અહીં કોને પિછાન હોય? અને રજા મળે પણ નહિ."

" વિચિત્ર લાગે છે! **વિલાસિની** તેના ફંદામાં રમે છે! પણ મારા પિતાશ્રી સાથે એનું શું લાગે વળગે?" આટલું **માધવે** મનોગત કહી દ્વારપાળને પૂછયું.

" કયાં આગળ છે?"

" આપના પિતાશ્રી તે વખતે ગુપ્તગૃહમાં હતા. તેમને જવાની મંજૂરી મળી એટલે હું તેમને ત્યાં દોરી ગયો."

શું કરવું તે માટે **માધવે** ઘણો વિચાર કર્યો. તેને સંનહુબંધન જોડે શું કામ હશે? તે એક જૂઠા દસ્તાવેજ કરનારની પત્ની કેમ બની શકી હશે? મહાલય તરફ આવતાં **વિલાસિની**ના ચ્હેરો મ્લાન હતો અને એટલાજ માટે દૈનિક પત્રમાં લખ્યા મુજબ લાવણ્યવતી **સ્ત્રી વિલાસિની** હોવીજ જોઇએ એમ તેણે કલ્પના કરી લીધી. તેની ધારણા પણ સાચી હતી અને તેટલાજ માટે તે આગમનના કારણ માટે ઉત્કણ્ઠિત બને એ બરાબર હતું.

તેણે એકદમ ગુપ્ત ગૃહમાં જઇ શું છે તે જાણવા નક્કી વિચાર કર્યો પણ બીજી પળે યાદ આવ્યું કે તેણે તેના નામનો સ્ફોટ કર્યો નહોતો. ફક્ત તેણે તેના પિતાના શબ્દોનો ઉચ્ચાર કર્યો હતો. કેટલાયે વિચારો તેના મગજમાં આવી ગયા, નિશ્ચયો થયા અને તે નિશ્ચયો તૂટી પણ પડ્યા. કોઇની ખાનગી વાતમાં માથું મારવું તેને ઠીક ન લાગ્યું. એકલી આતુરતા હોત તો તેણે તેના વિચારને જતા કર્યા હોત, પણ સાથે તેને ભય હતો કે રખેને તેના વિષે કશું જણાવી ન દે.

તે મહાલયના પાછલા ભાગ મારફત બાગમાં ગયો. તે બાગનું વર્ણન વાચકોને બરાબર યાદજ હશે, તે નારંગીના ઝાડની આડે સંતાઈ રહી ગુપ્ત ગૃહની અંદર શું બને છે, તે કાચના ઉઘાડા બારણામાંથી જોવા લાગ્યો. તેણે શાન્ત ચિત્તે ધ્યાન આપ્યું તો જણાયું કે સંનહુબંધન ઉભા ઉભા અહીં તહીં ફર્યા કરતા હતા અને **વિલાસિની** ઉઘાડા કાચના બારણા ભણી પીઠ રાખી સિંહાસન ઉપર બેઠી હતી. **માધવ** તેનું મ્હોં જોઇ શક્યો નહિ પરંતુ તેના પિતાના મુખપર થતા વિકારો બહુજ સ્પષ્ટતાથી જોઇ શકતો. તેમનું મુખ નિરાશા, ભય વગેરેથી વ્યગ્ર દેખાતું હતું. **માધવ** પિતાની સ્થિતિ ઘડીમાં બરાબર કળી શક્યો અને એથી પોતે ઘણોજ ઉદાસ બન્યો; રોમ રોમ ક્રોધાગ્નિ વ્યાપી ગયો અને કેમ રસ્તે શું કરવું તેના તુમુલ યુદ્ધમાં પડી ગયો.

" આપ શો નિર્ણય જણાવો છો?"

" તું મને પૂછે છે કે મારો શો નિર્ણય છે? **લલી** બાઇ, તું મને એમ પૂછે છે કે **ક્યારે** અને કેમ મારે તારો હુકમ માનવો જોઇએ?"

" જી હું આપની પ્રજા છું" વિલાસિની બોલી.

" શું તું મારા ઉપર જુલમ કરીશ? મારૂં ખૂન કરીશ?" બુમ પાડી દીધી.

" તમારૂં ખૂન! આપનું ખૂન **કરવાની** કોની હિમ્મત છે? **ઇશ્વરનો** આભાર માનું છું કે મારા હાથ લોહીથી ખરડાયલા નથીજ—"

" તેમ મારા પણ."

" આપ આમ ન બોલો. હું આપની સાથે ટંટો લડવા નથી આવી; પરંતુ જે પુરૂષને હું અંતઃકરણપૂર્વક ચાહું છું તેને બચાવવા સારૂજ આવી છું. હું બધું જાણું છું—"

"હા–હા, તેં મને એ બધું કહ્યું છે."

"ઠીક ત્યારે–મેં આપને એ બધું કહ્યું છે તો તે પર વિચાર કરો અને મને આખરી જવાબ આપો ! અલબત્ત તેનો ગુન્હો અપ્રામાણિક છે–અક્ષંતવ્ય છે; છતાં કહું છું કે મારી ખાતર, ફક્ત મારા પ્રેમની ખાતર બચાવો. આપ સર્વસ્વ છો: પણ યાદ કરો કે આપ શ્રીમાને પણ એક કાળા કામમાં હાથ નાખ્યો છે ! આપ સ્વયમ્, કર્તા નહિ હો તો કરાવનારા તો છોજ કે—"

"ભલી બાઇ, એ વાત જતી કર ! શા વાંકે તારા પતિને પકડવામાં આવ્યા છે ?"

"જૂઠા દસ્તાવેજ માટે ! આઠ નવ હજાર રૂપિયાની વાત છે. !"

"આઠ–નવ હજાર ? ઠીક–દસ્તાવેજના કાગળીયાં કોની પાસે છે ?"

"કેશવકાન્ત પાસે–વકીલ—"

"કેશવકાન્ત !"

"હા જી, કેશવકાન્ત"

"ઠીક, મેં એને બરાબર ઓળખ્યા !"

"જો, આપ એમને બરાબર પિછાનતા હશો, તો કામ એકદમ સરળ થશે !"

"તેને ? હા, હું બરાબર પિછાનું છું–બહુજ પિછાનું છું ! આજ રાતે આઠ વાગે અહીંઆં, આજ ખંડમાં, આજ સ્થળે, તેજ કેશવકાન્ત 'મરચંટ આફ વેનિસ' માંનો બીજો શાયલોક એક પાઉન્ડ માંસ માગતો જણાશે ! પરંતુ આ બધું તમારે માટે નથી; બાઈ !"

"આપ આકળા ના બનો ! આપણે આપણા મુદ્દાની બાત પર આવીએ. મતિલાલ જણાવે છે કે આપ બધી વાત કબૂલી લો, નહિ તો તે પરિણામ માટે જવાબદાર નથી. પોતે પોતાનો બદલો તો લેશેજ. પછી આપ આપની સત્તાએ ગમે તેમ કરી શકો; છતાં તે આગળ પગલું ભર્યા સિવાય રહેનાર નથીજ."

"બસ કર તારી ધમકીઓ ! વાત કરતાં વિચારી રાખ કે તું અને હું બહુ દૂર છીએ. મતિલાલે કોઈ વેપારીના નામની સહી કરી આઠ–નવ હજારનાં નાણાં ચાપત કર્યાં છે તેનો વિચાર કર ! તથાપિ જોઈશું. એ બધાં કાગળીયાં હજી કેશવકન્ત પાસે છે એમ ને ?"

વિલાસિનીએ હકારમાં જવાબ વાળ્યો.

"પણ ધારો કે કેશવકાન્તના મનનું સમાધાન થઈ ગયું; તો પણ કેમ ધાર્યું કે તે વેપારી આ કેસને જતો કરે ?"

"કારણ એટલુંજ કે તે મૂળ માણસ હાલ હયાતીમાં નથી એટલે બેડો પાર !"

"રે પરમાત્મન્ !" માધવ તેના ગુપ્ત સ્થાનકેથી બોલી ઉઠયો. એટલામાંજ વિલાસિનીને આગળ બોલતી સાંભળી.

"આપ શ્રીમાન ત્યારે બરાબર સમજો છો ને ?"

"ભલી બાઇ ! તમે કાલે સવારે આવજો !–બરાબર સાત વાગે અને તે વખતેજ શું કરવું તેનો નિશ્ચય જણાવીશ. હાલ હું કશો જવાબ વાળી શકું એમ નથી !"

"માફ કરજો શ્રીમાન બેઅદબી માટે ! આપને જે કંઇ પ્રત્યુત્તર આપવો હોય તે હમણાંજ આપવો જોઇશે !"

"હમણાંજ ? કોણે કહ્યું કે હું મારૂં ઋણ નથી ચૂકવી શકનાર ? બોલ ?"

"આપ આટલા બધા શા માટે ઉશ્કેરાઈ જાઓ છો ! આપ સ્વપ્નમાં તો નથી ને ? આ પ્રકારની અર્થવિહીન ધમકી આપને કોણ આપે છે ?"

"સાબાસ છે તારાં સત્ય વેણ માટે !"

"પણ રે, હું આ શું જોઉં છું ?–મને શું દેખાય છે ? પ્રભો ! આ આકૃતિ—"

"શું ?—ક્યાં ?"

"પેલી છબી,. શ્રીમાન–પેલી છબી ?" વિલાસિનીએ ગુપ્ત ગૃહમાં ઉંચે ટાંગેલી છબી આંગળીથી બતાવી. તે તેના જોવામાં અત્યાર લગી બીલકુલ નહોતી આવી એટલે તેને તે વિસ્ફારિત લોચના વડે જોવા લાગી.

"તે મારા પુત્રનું ઑઈલ પેન્ટિંગ છે ! મારો પુત્ર આ વિષે તો કશું પણ જાણતો નથી ના ?"

"કુમારશ્રી ?—સ્નેહચંદ્ર ! અહા ! હું તેમજ ધારતી હતી કે—"

"ત્યારે તું મારા પુત્રને ઓળખે છે કે શું ? કેવી રીતે ? ક્યારે ? ક્યા ?"

"તે મારા ભોક્તા હતા અને હું તેમની ભોગ્ય હતી."

"અને હવે વર્તમાન કાળે કેવી પરિસ્થિતિ છે ?"

"ઘણા ઘણા માસ વીતી ગયા છે, છતાં પણ હું તેમને નથી જોઇ શકતી ! મારા વિલાસમાં અડચણ રૂપ એક રૂપાળી બાળા ન થઈ હોત તો આજે મારો વૈભવ ઓર જામ્યો હોત અને કદાચ આજે મારે આપની પાસે આ વિનંતી ગુજરવા આવવું ન પણ પડત."

"તે રૂપાળી બાળા કોણ ? માલતી તો નહિ ?"

"શ્રીમાન જાણો છો ! બરાબર માલતી જ !"

"અરે ! તેને મારા પુત્રે ન જોઇ હોત તો ઘણું સારૂં થાત ! મારાં દુઃખ આપોઆપ અદશ્ય થયાં હોત ! મતિલાલના શાણસામાં મારે સપડા જવાનો આ અવસર આવ્યો પણ નહોત ! હરિ !"

વિલાસિની વિસ્ફારિત નયને શ્રીમાન તરફ જોઇ રહી તેણે તો એમજ ધારી લીધું કે પોતે દુઃખના ગભરાટે કરી ગમે તેમ લવે છે ! સ્નેહબંધને આગળ ચલાવ્યું:—

"જો માલતી કુમારને નજરે ન ચડી હોત તો આજે મને કશાનો ભય નહોત; અથવા તો મેંજ ભૂલ કરી કે મેં તેની જોડે તેને પરણાવવા ન દીધો. તે અનાથ, નિરાધાર ભિખારણ જેવી સ્થિતિની રમણી સાથે પરણ્યો હોત તો પણ દશ લાખ વખત કહું છું કે ઘણું સારૂં થાત ! જેથી કરીને તેના પિતાની આ અસહ્ય યંત્રણામાંથી મુક્ત થાત—"

તે શબ્દ–દુઃખદાયક શબ્દ–બગીચામાં સંતાયલા કુમારે સાંભળતાં હેબકી ગયો અને અનેક પ્રકારે તર્ક વિતર્ક કરી લીધા અને એના અર્થને બરાબર સમજે તે પૂર્વે તે ત્યાંજ બેભાન થઇ નીચે પડ્યો.

# પ્રકરણ ૩૪ મું.

## સુધરેલો મારવાડી.

पापं कर्तुं मृण कर्तुं मन्यन्ते मानवाः सुखं ।
परिणामोऽतिगहनो महतामपि नाशकृत ॥

જ્યારે **માધવસેન** તેની મૂર્છામાંથી જાગૃત થયો, ત્યારે સૂર્ય અસ્તાચળ પર હતો. જાગતાંજ તેને તુર્તનો ભૂતકાળ યાદ આવ્યો અને કેવી ભયંકર સ્થિતિમાંથી પસાર થવું પડશે, તેનો વિચાર કરવા લાગ્યો. **સ્નેહ**બંધનને **વિલાસિની** સાથે જે વાતચીત થઇ, તેનો માર્મિક અર્થ મર્મદારક હતો અને પોતાના પૂજ્યશ્રીને શા શાં કારસ્થાનમાં ઝંપલાવવું પડયું હશે તેનો તર્ક માત્ર ગુંચવવા અને મુઝવવા લાગ્યા. પોતે ગુપ્ત રીતે તે વાતચીત સાંભળી શકયો છે એથી આનંદ થયો અને ભવિષ્યના નવરંગમાં રંગાવાના વિચારો તે ત્યાગી શકયો નહિ.

જરાક ઉશ્કેરાયલા મનથી ભાવિના પડદામાં ભયાનક દૃશ્ય જોઇ શકયો અને તેજ વિચારમાં ને વિચારમાં આગળ વધી પોતાના સ્થાનકે ચાલ્યો. આ વખતે પાંચ વાગી ગયા હતા. જરાક આડો થયો અને વર્તમાન પરિસ્થિતિને ફરી ફરી વિચારી રડવા લાગ્યો. તેની અકથ્ય માનસિક વ્યથામાં આથી શતશઃ વધારો થયો.

તે અત્યારે શા વિચારમાં હતો? રે, તેનો પિતા એક ચંડાળ ચોકડીમાંના સભ્યથી બ્હીતો હતો: ખોટા દસ્તાવેજ કરનાર નીચ માણસના હાથમાં તેના પિતાના જીવનને નચાવવાની શક્તિ! અને કંઇક કારણસર કેશવકાન્ત તે રાત્રે આવનાર હતો, પ્રપંચ રમનાર હતો, દબાવનાર હતો, ફાવનાર હતો—આ બધું શું કહેવાય? પ્રપંચજાળમાં **મતિલાલ** અને **વિલાસિની**ની ઇચ્છા પ્રમાણે પિતાજી રમકડું બને!

રે, આ શો જુલમ! શું **માલતી**દેવી તેમનો ભોગ બની છે? તેના હૃદયની મનોરમા તેમાંજ ઝુંટવી છે?

અનેકાનેક શંકાઓથી મુંઝાતો, ગભરાતો નૌજવાન એકદમ ઉભો થઇ ગયો અને હવામાં ખાલી હાથ અફાળવા લાગ્યો, દાંત પીસવા લાગ્યો અને ડોળા ચગાવવા લાગ્યો! પિતા પાસે એકદમ દોડી જઇ જવાબ માંગવા નિશ્ચય કર્યો અને નિશ્ચય ફેરવ્યો! **કાત્યાયિની**નું ખૂન શાથી થયું? કદાચ આ ચંડાળ ચોકડીએજ એ કામ કર્યું હોય તો?—જરૂર—જરૂર, પ્રપંચનું જોર વધતું જાય છે; તો પણ ક્ષણેક્ષણ અત્યારે બહુજ કિંમતી છે: કંઇક થવુંજ જોઇએ!

વિચાર પરંપરા તૂટી શકી નહિ. એકવાર એક વિચાર આવતો, તો બીજી ઘડીએ બીજો વિચાર આવી ખડો થઈ જતો. અત્યારે તેની સ્થિતિ પાંજરામાં પૂરાયલા પંખીની માફક હતી એટલે શું થઇ શકે અને શું ન થઇ શકે એ કશું કહેવાય એમ નહતું. નિરાશાની મુંઝવણ આથી વધારે લાગતી. આ રહસ્ય કેમ કરી જાણવું એ એના મનનો સવાલ હતો, પણ કોઇ રસ્તો એવો નહોતો હાથ લાગતો કે જે તેના ભેદને ફોડી શકે! છેવટે **કેશવકાન્ત**ની પ્રતીક્ષા કરવા મનમાં નક્કી કરી લીધું. દૈવકોપ શું કરવા તૈયારી કરે છે એ વળી એથી વધારે સમજાશે એમ નક્કી લાગ્યું.

એકાએક કુમારના મગજમાં 'વેટિંગ રૂમ' ના બે માણસો યાદ આવ્યા, જે તેને છેક અપરિચિત નહતા. અત્યાર લગી તે તેમને આ વિચિત્ર સંજોગોમા ભૂલી ગયો હતો, પણ હવે વર્તમાન પરિસ્થિતિને વિચારતાં તેણે દૃઢપણે માની લીધું કે તેમનો પણ આ કાળા કામમાં ભાગ હશેજ, કારણકે તેઓ **કેશવકાન્ત**નાજ માણસો હતા.

ખરે, માથા ઉપર ખૂનનું વાદળ ઘેરાયું હતું. ભોગંદમ તૂફાનનાં સ્પષ્ટ ચિન્હો નજરે પડતાં હતાં. કુટુંબ પર, નામ પર, દોલતપર અને સર્વપર સંકટ તૂટી પડશે એ **માધવ**ને સમજાઇ ગયું. વહાણ ખરાબે ચડેલું હતું. ભાગ્યવંડે બચે તો બચે, અન્યથા તેમનું વહાણ ખરાબે અફડી ચુક્યું હતું.

આ વિચારોના દુઃખમાંજ રિબાવાનું દુર્ભાગ્ય બહુ થોડાને પ્રાપ્ત થતું હશે! એટલામાં તે કોઇના સાવધાનતા પૂર્વક ભરાતાં ડગ પારખી શકયો અને પાછો ભડકી ઉઠયો; પણ તે ગભરામણ નિરર્થક હતી, કારણકે જમવા માટે નોકર તેડવા આવ્યો હતો. માધવે કોઈ પણ બ્હાનું કાઢી જમવાનું માંડી વાળ્યું. નોકર પાછો ગયો.

સાત વાગ્યા. **કેશવકાન્ત**ના વિચારોની ધૂન લાગી. આવતી આફતને ભેટવા તૈયાર થયો. જે થાય તે ખરૂં એમ કરી ઝંપલાવવાના દૃઢ નિશ્ચય પર આવ્યો. આ અજાયબ ભેદ શો હશે તે જાણ્યા સિવાય બીજો કશો છુટકોજ નહતો.

એક કલાક વધારે વહી ગયો. **માલતી**નું કરૂણાજનક દૃશ્ય દૃષ્ટિસન્મુખ આવી ખડું થયું. ચોધાર આંસુએ રડતી જણાઇ. બીજી ગમ પિતાજીની દયામય સ્થિતિ આવી ઉભી રહી. નામ નિશાનની પાયમાલી પાસે આવતી જણાઇ. **માધવ** ઉઠયો અને બગીચામાં પહેલાંની માફક સંતાઇ ગયો.

ગુપ્તગૃહમાં દિવાનો પ્રકાશ ઠીક હતો; પરંતુ વચમાં રાતો પડદો નાંખેલો હોવાથી બાગમાં બહુ પ્રકાશ નહોતો પડતો. સુભાગ્યે વચલું દ્વાર ખુલ્લું હતું. ગુપ્તગૃહમાં શું શું બને છે તે સર્વ પોતે જોઇ શકે, પણ પોતાને કોઇ

પણ ન જોઈ શકે એવી રચના સ્વાભાવિક બની ગઈ હતી. હજી લગી કોઈ આવ્યું હોય એમ લાગતું નહોતું; પરંતુ કોઈ ચિંતિત અવસ્થામાં આમ તેમ ફરતું હોય તેમ લાગતું હતું અને ક્વચિત ક્વચિત હૃદયના ઉદ્‌ગાર પણ સંભળાતા હતા.

દુઃખી દિલના એ રિબાતા શબ્દે–ઉંડી નિરાશાના પડઘા–હૃદયના ઉંડાણમાંથી નીકળતા એ શબ્દો, માધવના હૃદયને કોરી નાખતા હતા! પિતાની એ શોચનીય સ્થિતિ સપુત કેમ સાખી શકે? છતાં કશો ઉપાય નહોતો એટલે નિરૂપાયે અત્યારે તો મૌન ધારવું શ્રેયસ્કર હતું. છેવટે રડી દેવાનું મન થયું, એટલામા કોઈ આવતું હોય એમ લાગતાં સાવધાન થયો. કેશવકાન્ત આવી ગયા અને પોતે શું શું બને છે તેને માટે એકીટશે ધ્યાનપૂર્વક સાંભળવા તૈયાર થઈ ગયો.

"દિવાનજી! છેવટે એ દિવસ પણ આવી પહોંચ્યો. આઠ વાગી ચૂકયા અને હું પણ નિયમાનુસાર આપની સેવામાં હાજર થયો છું." કેશવકાન્ત જે દ્વારે આવ્યા તે દ્વાર અંદરથી બંધ કરતાં બોલ્યા.

"આપણે આપણા પ્રસ્તુત વિષય પર આવીએ તે પહેલાં પૂછી લઉં કે તમે બે માણસોને પંદરલાખ રૂપિયાની રકમ હું ન આપી શકું તે વખતે ઉપયોગ ખાતર રોકેલા છે?"

"એ તો વેપારીની રીત છે, શ્રીમાન! જ્યારથી આપે સહી કરી છે, ત્યારથી હું આપને મારા કામ માટે દબાવી શકું એમ છું, આપ વિચાર કરી જુઓ કે જો આપણી શરતો કબૂલાશે, તો પછી વાંધો કયા રહે છે?"

"ત્યારે મને તમારી ઇચ્છાનું રમકડું કરી મને ઉડાવશો; નોકર વર્ગમાં મને હલકો પાડશો એમજ ને?"

"શ્રીમાન, કશું થનાર નથી; આપ ધીરજથી સૌ જોયા કરો! જે કંઈ થશે તે કાયદેસર થશે! આ અંગ્રેજ સરકારનું રાજ્ય છે અને તે પ્રમાણેજ થશે! મારે તો મારો કાયદો અને હક્ક એ સિવાય બીજું કશું ન જોઈએ."

"ઠીક બોલો ત્યારે." દાઝયું દિલ વધારે દાઝયું.

"બરાબર છે શ્રીમાન! ટૂંકામાં ભૂતકાળની વાત કરી જઈશ! તેને લગતાં બધાં કાગળીયાં મેં અહિં આણ્યાં છે; આપ જરા ધીરજથી એ સર્વ સાંભળી જશો એવી આશા છે."

"ભલે."

"અઢી વર્ષ પહેલાં ઘણી બાબતોમા શ્રીમાન મ્હારાથી ઉપકૃત થએલા હોવાથી નાણાની તંગીની વેળાએ શ્રીમાનને ખાસ એવી બાબતોમાં મારી સલાહ અનિવાર્ય લેખાતી. મેં શ્રીમાનને દશ લાખ રૂપિયા જેવડી મોટી રકમ આપેલી અને તે એવી શરતે કે હું આપનો જમાતા થાઉં. સ્પષ્ટ શબ્દોમાં કહું તો આપની બે દીકરીઓમાંની ચંદ્રાનનાના હાથને ગ્રહણ કરવા શક્તિમાન બનું. આપે તે વખતે રોષમાં આવી જઈ મારો અસ્વીકાર કરેલો. આપનો પુત્ર મોટો થયે તેનો નિકાલ લાવવા જણાવેલું. ઘણી ઘણી મારી સમજૂતિ છતાં આપણે અંતે કશા પણ નિર્ણય પર આવ્યા વિના તે વખતે તો છૂટા પડયા હતા. આપને મીજલશનો પ્રસંગ તો યાદ હશે. તે વેળા હું મારા બે માણસો સાથે ઉપરોક્ત વિષય માટે આવેલો."

"કેશવકાન્ત, એ મીજલશ મારા દુઃખી દિલને આનંદ ખાતરજ કરવામાં આવી હતી એ ભૂલવું જોઇતું નથી."

"બરાબર છે. તેમાં તમારો પ્રપંચ હતો. અનસૂયાનો જોગ મોહિનીચંદ્ર સાથે થઈ જાય તો ઠીક અને ચંદ્રાનનાને તેવીજ રીતે કોઈ ઉમરાવ જોડે ગોઠવું થઈ જાયતો ઠીક એ પ્રકારના તમારા વિચાર હતા, હશે, એ આપણે ભૂલી જઈએ અને તેમાં મારે શી લેવા દેવા પણ છે? આપે પછી આપના પુત્રને મને બોલાવવા મોકલ્યો હતો. બીજા નિર્ણય પ્રમાણે મેં વળી પાંચ લાખ રૂપિયા આપ્યા અને તે બધા રૂપિયા બે વર્ષની અંદર ન અપાય તો આપશ્રીમાને મને ચંદ્રાનનાનો પતિ થવા કબૂલ્યું હતું. તેમાંય મને રમાડવાનો ઉદ્દેશ હતો. પણ હું તો આપ જોઈ શકો છો તેમ ફાવ્યો છું."

"મેં તમને આ બધી વાત સવિસ્તર સમજાવી હતી. મેં તમારી ઇચ્છાને આધીન થવા કબૂલ્યું હતું. મારી પુત્રીને તમારા હાથમાં—"

"આપને મેં કહ્યું હતું અને આપ, હું કુતરાને ક્યારે વખતે આવ્યે હડધૂત કરો એનો લાગ જોતા હતા; પરંતુ મેં આપના હાથનું રમકડું થવાનું નહોતું ધાર્યું અને એ પ્રમાણે હવે જોઈ શકશો અને પરિણામ પણ પામી જશો કે મારા પાસા પોબાર છે. આપ જાણી શકશો કે આ કેશવકાન્ત આપનાથી જરાય ઉતરે એવો નથી. ટૂંકામાં હું અનસૂયા કે ચંદ્રાનના બેમાંથી એકને મારે હાથ કરી શકું છું. આ પ્રકારનો આપણો છેવટનો કરાર છે તે યાદ હશે!"

"મને તે બરાબર યાદ છે."

સ્નેહબંધનને, કેશવકાન્ત આગળ કશું ન ચાલવાથી, ચૂપ બની હામાં હા ભેળવવા સિવાય કશો ઉપાયજ નહતો.

# પ્રકરણ ૩૫ મું.

## અજાયબ માગણી: નોંધપોથી.

क्वचित्सर्पोऽपि मित्रत्वमीयान्नैव खलः क्वचित् ।
न शेषशायिनोऽप्यस्यवशे दुर्योधनो हरेः ॥

એકદમ નીરવતા પ્રસરી ગઇ: આથી માધવ તેના ગુપ્ત સ્થાને છૂપાઇ રહી ઉપરોક્ત વિષય પર પૂરો વિચાર કરવા લાગ્યો, કારણ કે રસભર્યા વિવેચનના વાર્તાલાપમાં તેને અત્યાર લગી વિચારવાની અનુકૂળતા જરા પણ મળી શકી ન હતી.

વાચક, તેની અન્તર્ગત, ભય, ક્રોધ ઇત્યાદિનો એકંદો સરવાળો વિચારી શક્યા હશો ! પોતાનો પિતા એક ચાંડાલના કાર્યોમાં હાથ ઘાલી શકે છે એ તેણે પહેલીજ વાર અનુભવ્યું. રે, પોતાની પુત્રીઓનું ધોળે દહાડે લાખો રૂપિયાના લોભમાં ફસાઇ લીલામ કરવા તૈયાર થાય છે. કસાઇને હાથ સોંપે છે ! તેને મનમાં ઘણુંય થઈ આવતું કે એકદમ ત્યાં દોડી જઇ કંઇક નવા જૂની કરૂં, પણ તે અંત લગી શું બને છે એ જાણવા વધારે ઈંતેજાર હોવાથી તેનો તે વિચાર અમલમાં ન મૂકી શકાયો. તેજ વખતે શાંતિનો ભંગ કરતાં કેશવકાન્તે કહેવા માંડ્યું:—

" શ્રીમાન્, ત્યારે હું આપને જણાવવા રજા લઉં છું કે હવે બે વર્ષ વીતી ગયાં છે અને એથીજ મને કાંતો પંદર લાખ રૂપિયાની થેલી હાથમાં મળવી જોઇએ; કાંતો મને કહેતાં આનન્દ થાય છે કે આપની બન્ને કુમારિકા—પુત્રીઓમાંથી એકની સાથે હું પરણી શકું અને મારા જીવનનું વાંઢાપણું આ રીતે નાબૂદ કરી શકું છું ! "

"કેશવકાન્ત, હું તમારી ચઢેલી રકમ આપી શકવા તદ્દન અશક્તિમાન છું અને એથી જ હું તમારા સાણસામાં વધારેને વધારે ફસાઉં છું; તેમજ આજે તમે મને ફાવે તેવા શબ્દોથી ડામી શકો છો. આ ભાવિનું પરિવર્તન નહિ તો બીજું શું કહી શકાય ? બે વર્ષ દરમિયાન મારી પ્રબળ આશા હતી. મોહિનીચન્દ્ર, અનસૂયા સાથે પરણી મારી મરતી આશાઓને સંજીવિની વડે સજીવન કરશે પણ પ્રભો ! તું તે સર્વ જાણે છે ! "

" આપ હવે કયે રસ્તે જવા ઇચ્છો છો તેનો સ્ફોટ કરી શકશો ? " વિજય નક્કી હતો એટલે પોતાનો વિજય તેમના મુખમાંથી સાંભળવા પ્રશ્ન કર્યો.

" અત્યારે તો હું તમારી દયા નીચે છું. તમને જે માર્ગ યોગ્ય લાગે તે માર્ગે જવા મારી ના નથી. "

" ત્યારે હવે હું આપની બે પુત્રીઓમાંથી એકને પસંદ કરવા સત્તાવાન બન્યો છું, તે માટે પ્રથમ તમારો તેમજ શ્રી પ્રભુનો પણ ઉપકાર માની લેવાની તક ના વિસારૂં તો યોગ્યજ કર્યું કહેવાય ! આપે બન્નેના ગુણ દુર્ગુણ તપાસી લેવાની ઉત્તમોત્તમ તક અત્યાર લગી આપી મને વધારે સુખી કર્યો છે અને તેથીજ જણાવી શકું છું કે શ્રીમતી ચંદ્રાનનામાં હુંપદ, ઈર્ષા વગેરે છે, મારી પસંદગી પ્રથમ ત્યાંજ ઠરે એ સ્વાભાવિક નથી. "

" કેશવકાન્ત, તમારી પસંદગીનાં કારણો જણાવ્યા સિવાય તમે તમારો માર્ગ મોકળો કરો તો બહુ સારૂં. આ સદ્‌ગૃહસ્થને ન છાજે એવી વાતચીતની ઢબ છે ! "

" જેવી આપ શ્રીમાનની મહેચ્છા ! હવે આપણે શ્રીમતી અનસૂયા તરફ વળીએ. જો તેમ ન કરીએ તો અન્યાય થયો લેખાય. તેમનામાં લાવણ્ય છે એમ કહ્યા વિના નહિ ચાલે. ગર્વ અને હુંપદ જરાય નથી. યોગ્ય પ્રમાણની અસ્મિતા એજ એમનો વિજય છે અને એથી જ એ ગૃહિણીપદ વધારે સરસ રીતે શોભાવી શકે એમ છે. પોતાનાથી જે ઉતરતા છે તેમના તરફ તિરસ્કારભરી નજર નથી. "

" બરાબર છે, એટલે તમે ચંદ્રાનનાને પસંદ કરી શકો છો. "

" બરાબર છે, એટલે કે મોહિનીચંદ્ર, જે મને હડધૂતે છે, તે મારા પર સ્વાર થાય અને સાથે સાથે જોબનમૂર્તિ ગુમાવી બેસવાની ભયંકર ભૂલ કરૂં, એમજને ? ના—ના—આપ શ્રીમાન હજી મારા હૃદયની ઉમેદ બરાબર સમજી શક્યા નથી એમ મારે કહેવું જ પડશે ! હું ગુમાનીનો ગુમાન ઉતરાવવા માગું છું અને મોહિનીચન્દ્ર ધૂળ ફાકતો મ્હો વિકાસી મારા વિજયને જોઇ રહેશે એવી મારી હૃદયથી મહદીચ્છા છે એ આપશ્રી જાણી લો એવી વિનંતી છે ! મોહિનીચન્દ્ર મારો મિત્ર સરખો પણ થવા નહોતો માગતો, તેનો હું હવે પ્રાણહારક શયતાન થઇશ. તેની પ્રણયિનીનો હુંજ પ્રણયી બનું ! બસ, હવે સમય પાસે આવી લાગ્યો છે અને સ્પષ્ટ થઇ જશે કે હું એક અતિથિ નથી, પણ તેમનો નાથ છું.

" ના—ના—કેશવકાન્ત ! આ રોપ કરવો અસ્થાને છે; એ નિર્દોષ બાળાએ તમારૂં શું બગાડ્યું છે ? તેમની કુમળી આશાઓ છેદવી તમને ન શોભે; આપનો ક્રોધ મ્યાન કરો એવી મારી વિનંતિ છે; અનસૂયા, તમને નથી ચાહતી તેનો પણ—"

" એટલાજ માટે હું અનસૂયા સાથેજ પરણવા માગું છું; અને શિખવાડીશ કે માનવગણનો જ્યાં તિરસ્કાર હોય છે, ત્યાંજ પ્રભુ તેમને પ્રેમ કરવા ફરજ પાડે છે.

બસ કરો! હું કાલ બપોરે આજ સ્થળે આવીશ અને તે વખતે શ્રીમતી અનસૂયાનો હું ભવિષ્યનો પતિ તરીકે જાહેર થઉં એમ ગોઠવણ થવી જોઇશે!"

"અને પેલા લોકો?"

"ત્યાં લગી અહીંજ રહેશે!" તેટલું કહી રૂવાબ બંધ ત્યાંથી ચાલી ગયો.

"રે પરમાત્મન્!" આટલું બોલી તે પણ ઉઠી દિવાનખાનામાં જવા નીકળ્યા.

**સ્નેહ**બંધનના જવા પછી **માધવસેન** પણ પોતાના દિવાનખાનામા જવા નીકળ્યો–ઉઠયો; પરંતુ પાસે થઇને જતા કાચના પ્યાલામાં પાણી ભરેલું જોતાં ત્યાં જઇ પાણી પી આગળ જવા દુરસ્ત ધાર્યું. તેણે તે પ્રમાણે નિરાતથી આખો પ્યાલો ગટગટાવી દીધો. ખાલી થયો એટલે ટેબલ પર પ્યાલો યથાસ્થાને મૂકી ઉભો થવા જાય છે, ત્યાં તેની નજરે એક નોંધપોથી પડેલી જણાઇ. મુખપૃષ્ટ પર કેશવકાન્તનું નામ હતું અને તે પૂંઠું ચાદીના પતરાથી મઢી લીધેલું હતું. સ્વભાવિક જિજ્ઞાસા વૃત્તિને સંતોષવાના ઇરાદાથી તેણે વેત્રાસન ઉપર બેસી તેને તપાસવા દૃઢ નિશ્ચય કર્યો.

પાનાં પર પાનાં ઉથલાવવા માંડયાં; પરંતુ એક પૃષ્ટ વાંચતાં વર્તમાન પરિસ્થિતિ સાથે તેને કંઇક ગાઢ સંબંધ જેવું લાગતાં વળી ધ્યાનપૂર્વક વાંચવા માંડ્યું. તે એક સ્ત્રી હસ્તાક્ષરથી આલેખાયલો પત્ર હતો અને બહુ કાળ પહેલાંનો પત્ર હોવાથી એ જૂનો પણ પુષ્કળ લાગતો હતો. તેણે કેટલીએક લીટીઓ વાંચી અને વિચારી; એકાએક આખું અંગ ધ્રુજી ઉઠયું. તેણે વળી પૃષ્ટ ઉથલાવ્યું. વાંચતાં આશ્ચર્યથી દિગ્મૂઢ થવા લાગ્યો. મન ઠેકાણે રાખી, ચિત્તનું સ્વાસ્થ્ય સાચવી વાંચવા માંડયું. રે, આંખમાંથી દડદડ આંસુ કેમ ગરે છે? તેનો કપોલપ્રદેશ પ્રસ્વેદ અને આંસુઓના યોગથી ભીંજવાઈ ગયો! તેણે તે પત્ર નોંધ-પોથીમાંથી દૂર કરી પોતાની પાસે રાખી લીધો અને નોંધપોથી જેમની તેમ મૂકી દીધી.

**માધવસેન** ગુપ્તગૃહમાંથી બહાર નીકળી પોતાના દિવાનખાનામાં જતો હતો, તે વેળાએ નોકરે જણાવ્યું કે "આપ કુમારશ્રીને માતુશ્રી અર્ધો કલાક થયાં મળવા ઇચ્છે છે!"

"અત્યારે હું સીધો ત્યાંજ જઈશ." તેણે માતાના આમંત્રણને સહર્ષ સ્વીકારી લીધું અને ત્યાંથી સીધો પગથીયાં ઉતરી તેના આવાસ તરફ જવા નીકળ્યો.

---

# પ્રકરણ ૩૬ મું.

## માતા અને પુત્ર.

**કાંટાળાં તરૂ તે ઉગી હૃદય કૈં ભોળાં બિચારાં ચીરે,**
**કયાંહી છે રૂધિરે ભર્યા ઉઝરડા, કયાંહી વણે ગાઢ છે.**

—**કલાપી.**

**સા**ગરિકાને આપણે પ્રથમ જોઇ હતી, તેથી વધારે કે ઓછો કશો ફેરફાર નથી. તેમની ચિંતા પૂર્વવત્ હજી-એવીને એવીજ છે અને પરિણામે સ્વાભાવિક સુંદરતા પ્રતિ-દિન ઝાંખી થતી જાય છે અને મન ગ્લાનિ સિવાય કશું અનુભવતું નથી. હાલમાં તેમની વય ૩૯ વર્ષની થઇ છે. દાંત એવાજ ચોખ્ખા છે; કેશ પણ શ્યામલ છે; તો પણ તેમની વય ઉપર કહી તેટલી નથી લાગતી. જરાક વધારે લાગે છે. તેનો 'ફેશનેબલ ટેસ્ટ' હજી પણ એવોને એવોજ છે અને જે સમયે **માધવ** ત્યાં આવી લાગ્યો તે વેળા તે તેના ઉપરોક્ત ભભકામાંજ હતી, પણ તેમાં સ્વાભા-વિકતા નહોતી.

બેઠકમાં આવેલ પુત્રનો હેતથી આદરસત્કાર કર્યો અને તેનો હાથ ઝાલી બેસાડતાં કહ્યું—"**માધવ**, હું તમારી કાળજી માટે ઉપકારી છું. બેસો, આજે મારે દિલ ખોલી કેટલીક આડી અવળી વાતો કરવી છે, મને આશા છે કે તમે નિરાંતથી સાંભળવા જેટલી અનુકૂળતા કહાડશો જ."

"તમે જેટલું કહી શકાય તેટલું બધું નિરાંતથી કહી દેશો અને હું તમારી બધી વાતો ખૂશીથી સાંભળવા આ ઘડી તૈયારજ છું."

"ઘણા ઘણા માસ વહી ગયા છે એ વાતને અને તેજ વાતો ખરા જીગરથી તમારી આગળ કહી દેવા માગું છું. તે શબ્દો મારા સ્વમુખથી નિકલતાં મારે ઘણી યાતના વેઠવી પડશે, છતાં પ્રથમથીજ કહી દેવાની જરૂર જોઉં છું કે તે માટે તમે જરા પણ મારા માટે અનર્થ ન કરી બેસો એટલી વિનંતિ."

"પૂજ્ય મા: તમે મારી માને ઠેકાણેજ છો. તમારો અત્યાર લગીનો પ્રેમ અમો ત્રણ ભાઇ બ્હેનો સાથેનો એવો છે કે જે આજીવન તો વિસરાય એમ છેજ નહિ. બ્હેન **ચંદ્રાનના**ના સ્વભાવ માટે અલબત્ત મારે નિરાશ થવું પડશે, પણ બ્હેન **અનસૂયા** અત્યારે કેવું એકાન્ત જીવન ગુજારે છે, પોતાના સુખ માર્ગમાં તેણે કેટલા

કંટક ભાળ્યા છે, તે બધું અત્યારે કશું કહેવાની જરૂર નથી. તમે પણ એ રીતનું જીવન ગુજારી રહ્યાં છો, ત્યાં હું તમારે માટે અન્યથા ધારી દુઃખી કરવા જેટલો ઘાતી બનું એ બનેજ કેમ ?"

"**માધવસેન**, તમારા પ્રેમનો હું સારી રીતે અભ્યાસ કરી ચૂકી છું. તમારો સ્વભાવ જ સ્નેહાળ છે અને તમને શી ચિંતાઓ નથી ? **અનસૂયા** તો તેનું સારૂં જીવન નિરાશામાં ડૂબતી જોઇ રહી છે ? રે, આ કલ્પદ્રુમનાં સુખમાણતા કુટુંબપર કાળનો કુહાડો પડી ચૂકયો છે એમ કહીએ તો શું ખોટું છે ?"

"માતા, તમે હવે તમારા ઇતિહાસનું પાનું ખોલો એટલે રસ્તો સુગમ બને."

"ભલે: હું મારો ઇતિહાસ કહું. પણ **અનસૂયા** અત્યારે તેની જુવાનીની શરૂઆતમાંજ કેવી ચિમળાઇ જાય છે ! ઉગતા ફૂલની આશા કુમળી અવસ્થામાં જ નિરાશામાં ફેરવાય એ કયા સહૃદયી આત્માને નહિ લાગે ? તે **મો**હિનીચંદ્ર વિના વિલાય છે અને તેનો **મો**હિની-ચંદ્ર સાથેનો સુયોગ કોણ નથી રચવા દેતું ? આ શ્રાદ્ધના માલમલીદા ઉડાવવામાં કોણ અગ્રસ્થાને છે ? હા, હા, **માધવ**, તમે નહિ સમજી શકો; પણ એ બધાનું મૂળ **કે**શવકાન્ત—"

"લુચ્ચો, હરામજાદો" આંખમાંથી અંગારા ઝરવા લાગ્યા.

"તમે એને ધિક્કારો છો, અપમાનો છો ! તમે તેની દુષ્ટતા ઓળખો છો ? એજ માણસ આ ઘર પર જોહુકમી ચલાવે છે એ તમે જાણો છો ? હમણાંજ મેં જાણ્યું કે બે લફંગા, જે મીજલસ વેળાએ આવ્યા હતા, તેજ હમણાં આવેલા છે ! વિચારો આ કટાકટીનો પ્રસંગ છે અને એટલાજ માટે એ પ્રસંગ માટે કહેદ કરી શકાય એ ઈરાદાથીજ તમને મેં અહીં બોલાવેલ છે. અને **માધવ**, તમે તમારા પિતા બાબત જે કંઇ રહસ્ય જાણતા હો તે બધું મને કહી દેજો ! શું **કે**શવકાન્ત કાયદાપર જાય છે ? અને જો એમજ હોય તો તે પણ મને કહી દેજો !"

"બાજી હાથથી કથળે છે !"

"હું અત્યાર લગી એકાન્તમાં રહી મારા દુઃખને રડયા કરૂં છું; છતાં તેટલા સમયમાં હું બધું સારી રીતે જોઈ શકી છું. હું ઘરમાં સર્વના શોકનાં મૂળ કલ્પી શકી છું, પણ હવે એ વાત સ્પષ્ટ થવા આવી છે !"

"કોઇ પણ વસ્તુનો અંત તો હોવોજ ઘટે. ઘણી ઘણી મુશ્કેલીઓ જ્યારે માણસના માથે આવી ચડે છે ત્યારે તેને વિશ્રામની જરૂર જણાય છે. મારે ઘણી ઘણી મુશ્કેલીઓમાંથી પસાર થવું પડયું છે અને હજી કોણ જાણે કેટલીય અણચિંતવી મુશ્કેલીઓ પસાર કરવી પડશે એ કોણ જાણે છે ? હું તમને ગભરાવી નાંખવા નથી માગતો, પણ જે વસ્તુ ભવિષ્યમાં સ્વતઃ સ્પષ્ટ થનાર છે, ત્યારે તેને માટે માણસે પ્રથ[illegible] ન કરવી ?

"મને તમારી સ્પષ્ટતાની વધારે જરૂર છેઃ મારાથી કશા પણ અંતરાય સિવાય નિખાલસ હૃદયે કહી દેવા મારી વિનંતિ છે."

"પણ તમારાથી પિશાચોન [illegible] કરતા સાંભળી શકાશે ?"

"મારાથી ? મને કે કમને ?"

"ચંડાળ ચોકડી જેવું રચાઈ ચૂકયું છે !"

"ભગવન ! આ ભયંકરતાનો કર્ત્તા ?"

"કર્ત્તા ? મારા પિતા !"

"આ હું શી રીતે સાંભળી શકું છું ? પૃથ્વી માતા, મને માગ આપો ! મને તમારા ઉરમાં સમાવી ઘો !" આટલું બોલતાં તે નિરાશાથી ઢળી પડી: ચિત્તસ્વાસ્થ સાચવી વિરામાસન પર બેસતા કહ્યું:—

"**માધવસેન** ! તમે મને બધું કહો—સ્પષ્ટ કહો ! હું બધું સાંભળીશ ! ભલે શિરે વજ્ર તૂટી પડો ! ચલાવો !"

"કહીશ—જરૂર કહીશ અને તમારે તે બધું જાણવું જ પડશે ! મને તમારા ખૂન પ્રસંગના દિવસો બરાબર યાદ છે. મારી વાતની શરૂઆત તે વખતથીજ થશે. તે આનન્દનો દિવસ હતો ! નહિ આક્રન્દનો દિવસ હતો ! મારી રસભીની આશાઓ તે દિવસે કુમળી અવસ્થામાં ચગદાઇ—ચંપાઇ ગઇ !"

"ત્યારે તમે પણ તે દિવસે તેમના સપાટામાં આવી ગયા હતા એમને ?

"હા હું પ્રેમના તંતુને મેળવી શકયો હતો અને તે પ્રેમનો કિલ્લો જીતવાની હું અણી ઉપર હતો એટલા-માંજ અદૃષ્ટ ભાવિએ મને પિતાજીની સહાય વડે જીતી લીધો. મેં સહુ સહ્યું છે ! તમને મીજલીસની પહેલાના દિવસો યાદ હશે કે જ્યારે એક દિવસે તમને તે સૂતરના ફાળકા આપી ગઈ અને જે મીજલસ વેળાએ તેનો ઉપ-યોગ કરવામાં આવ્યો હતો. તેજ અનુપમ રૂપસુંદરી મારી મનોરમા હતી—પ્રીતિભાજન હતી.—મારા હૃદયની દેવી હતી !"

"પછી—મને તે યાદ છે—પછી ?"

"તેનીજ સાથે હું પ્રેમમાં પ[illegible]"

"તેનું નામ—નામ ?"

"**માલતી**દેવી !"

**સા**ગરિકા વિરામાસન પર [illegible] હૃદયે વાત આગળ સાંભળવા ટટાર [illegible] તેણે કહ્યું:—

" **માધવ**, જાણું તમે ઇશ્વર સમક્ષ કબૂલત આપો છો તેમજ બોલશો એવી આશા છે ! **માલ**તીની પવિત્રતા તમે લુંટી છે એ હવે તમે કહેવા માગો છો ? નિર્દોષ તો નહિજ રહી શકી હોય ? સત્યવાત ! "

" **માલ**તી સાથેનો મારો સંબંધ તદ્દન પવિત્ર હતો. તે એક પવિત્રતાની નિર્દોષ મૂર્તિ છે ! "

" આ તમારા શબ્દો સાચાજ છે ? "

" ઈશ્વર સમક્ષ રાખી વાત કરૂં છું કે હું સાચુંજ કહું છું ! "

" ત્યારે **માધવ**સેન, પ્રભુ, તમારૂં કલ્યાણ કરો ! " આંખમાંથી આંસુ વહેવા માંડયાં ! " રે પ્રભુ ! આવા પવિત્ર સજ્જનોનું તું કલ્યાણ કરેજ ! કુમાર ! પવિત્ર બાળાની પવિત્રતા સાચવી એ માટે પ્રભુ તમારા પર સદા ખૂશી રહેશે ! "

બન્ને અરસપરસ એકી ટશે ઘડી ભર જોઇ રહ્યાં. કુમાર **સા**ગરિકાના મનોગત શા વિચાર હશે તેને યથાર્થ સ્વરૂપમાં ન સમજી શકયો; છતાં નિર્દોષતાની મહત્તા એ નજ વિસારી શકયો !

# પ્રકરણ ૩૭ મું.

## ગઈ વીતીની સ્મૃતિ.

**સખા જોયા મેં ઘણા; સખી જોઈ એક મેં !**
**ઉમેદ બર આવી નહિ; શું કહું માલેક નેકને !**
**—કલાપી.**

બન્નેના હૃદયમાં કેટલીકવાર તુમુલ યુદ્ધ મચી રહ્યું. **સા**ગરિકા કુમારના શબ્દોમાં કાપટય ધારતી હોય એમ આશંકાની નજરથી તીક્ષ્ણ નજરે જોયું અને કુમાર પણ તેના મનોગત વિચાર સમજી શકયો એટલે કહ્યું:- "મારા માટે કશી શંકા કરવાને કારણ નથી તમારે મને જે કંઇ પણ કહેવું હોય તે બેધારાક કહો અને હું ખાત્રી આપું છું કે તમારાં કહેલાં વેણ અસ્થાને નહિ પડે ! આથી વધારે શી ખાત્રી આપી શકું એમ છું ? "

" તમારા આટલા વિશ્વાસે મારા બળતા છગરને શાન્તિસિંચન કર્યું. મારા કથનમાં શરૂઆતમાં અસંબંધતા લાગે તો એથી કંટાળવાની કશી જરૂર નથી, પણ અંતે સમજાશે કે મારા કહેવાનું તાત્પર્ય જરા પણ અસંબંધક નથી. "

" આપને જે કંઈ પણ કહેવું હોય તે કહેવાને તત્પર થાઓ; હું શાન્ત ચિત્તે સાંભળવા તૈયાર જ છું ! "

" વર્ષો વહી ગયાં છે એ વાતને, કુમાર ! ઉચ્ચ કુટુંબની એક તરૂણી તેના સૌન્દર્યે રૂપગર્વિતા સર્વને આકર્ષક થઇ પડી હતી. તે યુવાનોને મોહિની હતી. મોટા મોટા રાજા-મહારાજા પણ તેના હાથને માટે ખૂશી હતા એટલે એ અનુપમ લાવણ્યવતી હતી. છતાં તે રૂપગર્વિતા તેમાંના કોઇને પણ તેનું હૃદય અર્પી શકી નહિ, તેનું હૃદય તો એક ગરીબ, અનાથ્યા, નિરાધાર તરૂણ માટે તલસી રહ્યું હતું. તે બન્ને પાત્ર સ્નેહના તંતુએ એવી રીતે ટકી રહ્યાં હતાં કે તેમના એ અપ્રતિમ પ્રેમને કારણે જો કોઇ ચિત્રકાર કે કવિ તેમના ચિત્ર કે કાવ્યમાં કલ્પનાથી ચિતરવા માગે તો તેઓ જરૂર સમાજમાં નામ સાથે નાણું રળી શકત ! તેમના પ્રેમ પ્રવાહ છૂપી રીતે સતત ગતિએ વહ્યા જતો હતો. તેમનું ગાંધર્વ લગ્ન કળિયુગમાં ખપ વગરનું નિવડે એવો સંભવ હોવાથી કન્યાના પિતાની સંમતિ મળ્યેજ કામ નભે એમ હતું. એ તરૂણ બાળા, જણાવ્યું તેમ, ઉચ્ચ કુલવાળી કુમારિકા હોવાથી તેનો પિતા એક ગરીબ અસહાય સ્થિતિના યુવાન સાથેના લગ્ન માટે સંમતિ કદિ આપે એ સંભવેજ કેમ ? છતાં અનયબ એટલુંજ હતું કે તેઓ બેદરકાર બની તેમના પ્રેમમાં મસ્ત બન્યા હતા. તેઓએ અલભ્ય સુખ, આનન્દ અને પ્રેમરસના અમૃતમય ઘુંટડા પીવામાંજ દરકાર રાખી હતી; પણ તેઓ તેમના મસ્ત પ્રેમ આગળ પી શકયા નહિ, કારણ કે યુવતી માતા થવાની તૈયારી પર હતી ! નિરાશામાં તેણે સર્વ વાત તેના પિતા આગળ કબૂલી દીધી. રોષ, આશ્ચર્ય ઈત્યાદિ કલ્પી લો; પરંતુ ક્રોધ કર્યે શું વળે એમ હતું ? જગતમાં હાંસી થવાના પ્રસંગને કેમ મિટાવવો એજ ઉપાય તેમને માટે સર્વશ્રેષ્ટ રહ્યો હતો એટલે તેનો પિતા કલકત્તા તેનું નિવાસ સ્થાન છોડી મુંબઇ આવી વસ્યો. બહુજ કાળજીપૂર્વક તે રમણીય તરૂણીની વ્યવસ્થા કરવામાં આવી. એક વિધવાને વિશ્વાસમાં લેવામાં આવી અને તેને નાણાંથી સારી રીતે નવાજવામાં આવવાથી રહસ્યભેદ ફૂટે એમ હતોજ નહિ. તે રમણીએ પુત્રીને જન્મ આપ્યો, જે તે વિધવાને સોંપવામાં આવી. તે તરૂણીના માબાપે કોઇક વકીલની માર્ફતે-જેનું નામ તે કદિ જાણી શકી નહિ-પ્રતિ માસનું-ખર્ચ આપવા માંડયું; પરંતુ તે માણસને પ્રસ્તુત વિષય સંબંધ કશો સંબંધ હતોજ નહિ. તે પુત્રીના જન્મ પછી ચાર વર્ષે તે તરૂણીને કોઈ રાજા જેવા જોડે

લગ્ન-ગાંઠથી સાંધી લેવામાં આવી અને તે લગ્ન પણ પરાણે થયું એમ નોંધવાની જરૂર છે."

"માફ કરશો મને વચમાં બોલવા માટે, પણ હું વચનથી બંધાવા છતાં કહું છું કે તમારી વાતમાં અત્યારલગી હું કશું સમજી શક્યો નથી !"

"મારે તમને આ વાત એકદમ સમજાવવી નથી એટલા માટેજ વધારે ગુંચવાડો ઉભો કર્યો છે; ઇતિહાસ પૂરો થતાં આપોઆપ સર્વ કંઇ સમજી શકાશે! મારી શરમ હું પ્રથમથીજ જણાવી દેવા માગતી—"

"આ વિચિત્ર ઘટનાનો અર્થ એટલોજ કે **માલ**તીને—"

"તે મારી પોતાની પુત્રી !"

"તમારી પોતાની પુત્રી ? અહા ! **માલ**તી ક્યાં હશે !"

"તમે જાણતા નથી કે તે ક્યાં છે ?"

"કોઇ મને શોધી આપે તો હું તેનો કેટલો ઉપકાર માનું ? અરે, તેનો આત્મા અહીં છે કે સ્વર્ગ લોકમાં છે તે પણ હું જાણતો નથી !" આટલું બોલતાં જ કંઠ રૂંધાઇ ગયો અને આંસુ ખરખર વહેવા લાગ્યાં !

"આપણે તેને શોધી શકીશું; પૃથ્વીના પટમાંથી ગમે ત્યાંથી શોધી શકીશું : એ નક્કી છે! જ્યારે એ પહેલીજ વાર ઉમ્મરમાં આવેલી મારા જોવામાં આવી—તે દિવસે નિરખી, ત્યારે મને કેટલો આનન્દ થયો હતો ? બહુનાની હતી, ત્યારે મેં તેને તે વિધવાના ખોળામાં જોઇ હતી, તેની હયાતી વિષે મને શક હતો. તેને મેં તે દિવસે જોઇ અને મારા ઉમળકાનો પાર ન રહ્યો. તે કમનશીબ પુત્રીના પિતાને પણ મેં તે દિવસ પછી તુર્તમાં જોયા અને તે મારા ખૂની બન્યા !—"

"સુમતિનાથ ! આ કેવો અજાયબ ભેદ! **સુમતિનાથ માલતીના** પિતા ?"—

"એમજ છે. કલકત્તા છોડવું પડયું એટલે તે મુંબાઈ ગયા, જ્યાં તેમના ભાગ્યનો ઉદય થયો—વેપારમાં જબ્બરદસ્ત કમાણી થઇ અને કરોડાધિપતિ તરીકે ખૂબ પંકાયા ! જેમની ઘણી ખરી મીલકત આપણા કુટુંબની પાયમાલી થતી બચાવવામાં જ વપરાઈ છે !

"કેવું વીધી વૈચિત્ર્ય ! સુમતિનાથનો હું ઉપકારી છું !"

"ધન્ય છે તેમને કે તેમણે મને જગતની લજ્જામાંથી મુક્તિ અપાવી ! તેમની ઉદારતાનો ખૂબ પરિચય કરાવ્યો અને તેમણે પોતાનો ભોગ આપ્યો ! જેઓ તેમના સહવાસમાં આવ્યા છે તેઓ **સુમ**તીનાથની પ્રેમભક્તિ મુક્ત કંઠે વખાણે છે જ !"

"ત્યારે તો એ નિર્દોષ જ હતા ને ?"

"જરૂર નિર્દોષ જ !"

"આશ્ચર્ય ! **માલ**તી **સુમ**તિનાથને મળી હતી. તેણે તેમની નિર્દોષતા સિદ્ધ કરી દીધી હતી !"

"તેણે તે નિર્દોષતા તેના પિતાની આગળ મૂકી એનો ખ્યાલ તેને ભાગ્યેજ થયો હશે ! તમને ગુપ્તગૃહમાં શું બન્યું હશે તે જાણવા ઉત્કંઠા હશે એ સ્વભાવિક છે ! તે રાતે અમે બન્ને એકાન્તમાં મળવાથી જૂની વાત તાજી થઇ. તેમાં **મોહિનીચન્દ્ર** અને **અન**સૂયાના પ્રેમની વાતો પણ નીકળી. અમારી વાત છૂટથી થઇ શકે એ ઇરાદાથી અમે ગુપ્તગૃહમાં ગયાં અને ત્યાં અમે અમારો પ્રેમ પ્રવાહનો વેગ છોડી દીધો. પ્રેમ વાતોના રસ જામતાં ઉંડા ઉતરી ગયાં અને કુમાર, તમારા પિતાની સાથે મારો લગ્ન સંબંધ થયો ત્યારથી હું તદ્દન પવિત્ર છું—હું મારા પત્ની ધર્મને જરાય ચૂકી નથી અને માટે—"

"તમારા શબ્દોમાં મને પૂર્ણ યકિન છે, માટે આગળ ચાલો !"

"અમે અમારી વાતમાં ક્યાં લપસીએ છીએ તે અમે ન જાણી શક્યાં, પણ ભાવિ પછવાડે શું બન્યે જાય છે એ કોણ જાણી શક્યું છે તે અમે જાણી શકીએ ! ભાવિમાં લખ્યું તે બન્યું પણ ખરૂં અને પરિણામ શું આવ્યું તે તો સર્વ વિદિત છે! હું પ્રેમમાં મસ્ત બનેલી તેમના ખોળાનો આસરો લઇ પ્રેમપિપાસુ બની, પણ તેમણે તેનો નકાર કર્યો; મને મારી પદવીની યાદ આપી; છતાં હું ભાન ભૂલેલી કશું પણ ન માની શકી. એવી પરિસ્થિતિ હતી કે મારી હઠિલાઇને લીધે સર્વનો અંત લાવવા માટે મેંજ પાસે પડેલી છુરિકા હાથમાં લીધી. મેં તેમને તે છુરિકા વડે નહિ કરવાનું કરવા આગ્રહ કર્યો. રંગ જામ્યો હતો અને એવી પરિસ્થિતિમાં મારે દુરાગ્રહ કરવાનું નહોતું; છતાં મેં દુરાગ્રહ કર્યો હું છુરિકાથી ઘાયલ બની !"

"છેલ્લા બે વર્ષમાં શા ખૂન ! શા બનાવ બન્યા છે તેની યાદી કરે તો માણસ હબકી જાય !"

"છતાં તે છુરિકાના ઘા મને ન થયા હોત, પણ અમે બન્ને જુદા થવાની તૈયાર પર હતાં, તે વેળા તમારા પિતાશ્રી ત્યાં આવતા જણાયા. શરમાઇ રહેવું તે **સુમતિનાથથી ન સ્હેવાયું.** તમારા પિતાએ પાછી મૂકેલી **છુરી** હાથમાં લીધી અને મારા ઉરની આરપાર **નીકળી** ગઇ. મેં ચીસ પાડી અને પછી શું બન્યું તે તમે જાણો છો !"

"મને તે એ વાત હજીપણ તાજી જ છે."

"હું બેભાન બની ગઈ તે પહેલાં માજલીશના પ્રસંગનો ખરો રંગ જામ્યો હતો અને જે વેળા હું અને સુમતિનાથ વાતમાં રસ લેતાં હતાં, તે વેળા તમારા પિતા કેશવકાન્તના બે માણસો સાથે અમુક કામ માટે રોકાયલા હતા. તેમણે શું કરવું તે વાત કરવા માટે જ મને ઢુંઢતા તે તરફ આવતા હતા. એમની ઇચ્છા એ આવી પડેલા દુઃખદ પ્રસંગની વાત **સુમ**તિનાથને પણ કહેવાની હતી.

સંગીત અને નાચરંગ પૂરપ્રવાહમાં વહ્યા જતા હતા. તમારા પિતા ગુપ્તગૃહના માર્ગે અમને મળવા ઇચ્છતા હતા; પરંતુ ગુપ્તગૃહના માર્ગે થઇ જતાં તેમણે મને **સુમતિનાથ**ના હાથમાં નિહાળી એટલે પિત્તો હાથથી ગયો–પડેલી છૂરિકા હાથમાં લઇ મારી છાતીમાં તે ઉતારી દીધી! **સુમતિનાથે** તમારા પિતાનો હાથ ઝાલી કહ્યું–તમારી પત્ની પવિત્ર છે, તેનો સાક્ષી કેવળ ઇશ્વર જ છે–જાઓ, તમે શંકાથી દૂર થાઓ! આ બધું જોખમ હું મારે માથે વ્હોરી લઉં છું!'—આમ બોલતાંજ તેમણે તમારા બાપને ધકેલી દઇ મારી છાતીમાંથી છૂરી ખેંચી કહાડી. આ બધું એક ક્ષણમાંજ બની ગયું અને તમારા પિતા જેવા પગથીયાં ઉતરી રહ્યા કે તરતજ અતિથિવર્ગ ત્યાં ધસી આવ્યો."

"હા– કેવો ભેદ! કેટલું અજાયબ! જો મારા પિતાએ દુનિયાને એમ જાહેર કર્યું હોત કે તેમણે તમને **સુમતિના-થ**ના હાથમાં જોઈ એટલેજ ખૂન કરવા પ્રેરાયા તો કેટલું કલંકિત દેખાત? પરંતુ **સુમતિનાથ**, ધન્ય છે તમારી બુદ્ધિને!"

"તમારા પિતાએ પાછળથી બરાબર પાઠ ભજવ્યો એટલે કશી હરકત આવી નહિ! તમારા પિતાનો મારા પર અત્યન્ત અનુરાગ હતો અને **સુમતિનાથે** મારે માટે જણાવેલા શબ્દો '**હું નિર્દોષ છું**', એ આટલા જ અર્થમાં! યાદ હશે કે તમારા જવા બાદ તમારીજ પાછળ તે છૂપી રીતે નીકળી કેદખાનામાં **સુમતિનાથ**ને મળ્યા અને એ સંબંધી પૂરે પૂરી ચર્ચા કરી. પછી જાણો છો તેમ **સુમતિનાથે** બધો ગુન્હો પોતાના પર લઇ લીધો!"

"અને મારા પિતા, **સુમતિનાથ** એક વખતે તમારી યુવાવસ્થાના પ્રેમી હતા તે જાણતા નહતા?"

"તમારા પિતા તેથી તદ્દન અજાણ છે અને અંત લગી અજાણ રહે એમાંજ સાર છે! હું તમારાથી કશું છૂપાવનાર નથી એ નક્કી માનવું!"

"ધારૂં છું કે તમે પાછળની વાત મારા પિતા તરફથી જાણી શક્યા હશો, કારણ કે એમ નહોય તો તમે તો તે વેળા બેભાન હતાં!"

"બરાબર છે; હું તમને તે વચમાં કહેવાનું ભૂલી ગઇ હતી!"

"પછી મારા પિતાની **સુમતિનાથ** સાથેની વાત ચીતમાં બીજો કશો સાર નિકળ્યો?"

"તમારા પિતાએ **સુમતિનાથ**ને જણાવ્યું:—"તમે મારી પત્નીની વિશુદ્ધતાને કલંકિત કરવા પ્રયાસ કર્યો છે; પરંતુ તેથી હું તમને દોષપાત્ર લેખી કશું કરવા માગતો નથી, કારણ કે તમે મને દુનિયાની નજરમાંથી ખૂની તરીકેના અપરાધથી બચાવ્યો છે એ ઓછું નથી; એટલેજ હું પણ મારી ફરજ માનું છું કે હું તમને પ્રેમથી નિહાળું અને તમે તમારી ફરજ ભૂલશો થશો નહિ એવી આશા છે!'—એમણે જવાબમાં બધું કબૂલ કર્યું. આ પ્રકારે તેમની વાતોનો અંત આવ્યો. ત્યાર પછી ચૂપકીદીથી કાળઝભ્ભામાં સંતાઇ પૂર્વવત્ પૂર્વોક્ત સ્થળે આવી પહોંચ્યા."

"તમારામાં પૂરેપૂરી શક્તિ આવી તે પહેલાં પૂરેપૂરૂં ભાન ક્યારે આવ્યું હતું?"

"શુદ્ધિ ક્યારે આવી તે કરતાં શુદ્ધિ આવી તે પ્રસંગનો ચિતાર આપું તો વધારે ઠીક થઇ પડશે! મારી શુદ્ધિના પ્રથમ દિવસે તમારા પિતા ઉદ્વિગ્ન ચિત્તથી મારી પાસે લમણે હાથ દઇ બેઠેલા મેં જોયા. હું અજાયબ હતી કે મારે માટે ઉત્કણ્ઠિત ચિત્તે કેમ બેસી રહ્યા હશે! તમારા પિતાના કેટલાક શબ્દો મેં સાંભળ્યા એટલે રસ્તો મને સમજાયો. મેં જાણ્યું કે **સુમતિનાથે** આત્મભોગ આપ્યો છે–મારે માટે સર્વસ્વ દઇ દીધું છે! તે વખતે હું રડી અને ભૂતકાળ યાદ કરી દુઃખમાં વધારો કરવા લાગી. તમારા પિતાએ કહ્યું:–"પ્રિય! તેં અઘટિત કર્યું છે, છતાં હું તને માફી આપું છું. જો હું તને ગુન્હેગાર માનતો હોત તો મેં બાકીનું કામ પણ સાફ કર્યું જ હોત પણ નહિ! તારી વિશુદ્ધિ માટે મને માન છે, પ્રેમ છે! અને એટલાજ પુરતી હું તને માફી આપું છું! તારે હવે તારે કાજે અને મારે કાજે **સુમતિનાથ**ને સડવા દેવા પડશે; અર્થાત્ ગુપ્ત ગૃહમાં બનેલી વાત સદાને માટે દાટી દેવી પડશે!' મેં સર્વ સાંભળી લીધું; હું મારા પ્રેમનો ભોગ જોઇ હરખાવા લાગી!"

"અને જ્યારે તમારામાં બોલવાની શક્તિ આવી ત્યારે શું બન્યું?"

"તમારા પિતા પાસેને પાસેજ! અમે બન્નેએ ઘણી ઘણી વાતો કરી. તેમણે મને હારી **કાત્યાયિની**ની વાત કરી! તમે આશ્ચર્ય ના પામશો! તે વાત પણ ભેદ ભરેલી છે! અજાયબ ભેદથી હજી–"

"તમે જરાયે ગભરાટ વિના તમારી કથની કહો!"

"મારામાં બોલવાની શક્તિ આવે કે તરતજ **કાત્યાયિની**એ તેમને ખબર આપવી એવો હૂકમ તમારા પિતાનો તેને (**કાત્યાયિનીને**) હતો. હું **સુમતિનાથ**ના પક્ષમાં કંઇ પણ શબ્દ બોલું તે પૂર્વે તેઓ મારી સાથે વાદવિવાદ કરી તેમના પક્ષમાં લેવા માગતા હતા અને એટલાજ માટે તેમનો ઉપર જણાવ્યો તેવો હૂકમ હતો. ટૂંકામાં તેઓ તેમની ઈચ્છામાં વિજયી બન્યા અને મેં તે પ્રમાણે તેમની વાત કબૂલી રાખી. વધારે લંબાણથી કહેવા કરતાં એટલું બસ છે કે–**સુમતિનાથ**–હજી પણ કેદખાનામાં સડે છે!"

"પણ હવે તે ત્યાં રહેવા લાયક નથી. આ વાત હવે વધુવાર નહિ સહન થઈ શકે!"

**માધવસેન**, તમારૂં કથન યથાર્થ છે. પ્રભુને હુ પ્રાર્થું છું કે **સુમતિનાથ** સુખી થાય ! તેમના આટલા દુઃખો પછી ફક્ત એકજ પુત્રી—"

"જો તે પુત્રી જીવતી હોય તો ! **સુમતિનાથ માલ**-તીને તેમની પુત્રી તરીકે હજી પણ નથી ઓળખી શક્યા એ શું ?"

"મેં તમને શરૂઆતમાં જણાવ્યું તેમ અમે અમારી તરૂણાવસ્થામાં કરેલ કામથી અન્તયણ બન્યાં એટલે મેં મારાં સર્વ કામ મારા પિતા આગળ કબૂલી દીધાં. **સુમ**-**તિનાથ** મુંબઈ ગયા. મારા પિતાએ પુત્રીજન્મના સમાચાર તેમને આપ્યા, પણ એવી રીતે કે તે જન્મી કે તરતજ નાશ પામી હતી.

એ પુત્રીની બીનહયાતી થાય તોજ અમારા બન્ને વચ્ચેનો પ્રેમ કમી થાય અને એટલાજ માટે એ પ્રમાણેની ખબર એમને આપવામાં આવી હતી. વર્ષો વીતી ગયા અને જ્યારે મને તે ફરીથી મળ્યા, ત્યારે હું આ પદને પામી શકી હતી. મને તેમણે કહ્યુંઃ—"તમે હવે પર ભાર્યા બન્યાં છો, તેટલા માટે આપણે હવે મિત્ર ભાવથીજ વર્તીશું. પ્રેમ વાર્તા આપણા માટે હવે નાશ પામી છે !' હું તેમને અમારૂં પુત્રીફળ જીવિતાવસ્થામાં છે અને મારા પિતાએ તેમને જૂઠો સંદેશ પાઠવ્યો હતો એમ ન કહી શકી. તેમણે મારી સાથેનો વ્યવહાર તે ભયંકર રાત્રિ લગી પરનારી પ્રમાણેનોજ રાખ્યો હતોઃ તમે હવે સમજી શકશો કે શા કારણે તે પુત્રીની હયાતી નથી જાણતા ?"

"ગમે તેમ પણ પિતાપુત્રી છેક અપરિચિત તો નથીજઃ આનુંજ નામ દૈવયોગ ! હવે મારે એક પ્રશ્ન પૂછવો બાકી રહે છે !"

"અને તે પ્રશ્ન ?"

"જે વિધવાને આશ્રયે **માલતી** રહેતી હતી અને જેને એ માટે નાણાં મળતાં તે કોની માર્ફતે એ કહી શકશો ? તે વકીલ તો હતાજ પણ—"

"હું તે સંબંધી કશું પણ જાણતી નથી. મારા પિતાએ જણાવ્યું હતું કે મારી પુત્રીને કોઈ રીતે હરકત નહિ આવી શકે અને એટલાં આશ્વાસન આપવા છતાં જ્યારે મેં મારી પુત્રીને ગરીબ હાલતમાં નિહાળી હશે, ત્યારે મને શું દુઃખ થયું હશે તે તમે કલ્પી શકો એમ છો?'

"કારણ સ્પષ્ટ છે કે તેનો નિયત થયેલો પોષક ધૂર્ત અને સ્વાર્થી હતો. **માલતી**ના પોષણ માટે પચાસ હજાર રૂપિયા તે વ્યક્તિને સુપ્રત કરવામાં આવ્યા હતા. તે રૂપિયા તે વિધવા અને વકીલના સંયુક્ત નામથી એક શરાફને ત્યાં રાખવામાં આવ્યા હતા. એમ જણાય છે કે એ વકીલ તેનું વ્યાજ આવે તે લેતો અને નિયમિત રીતે વિધવાને પહોંચાડતો જ્યારે તે એકાએક સ્વર્ગસ્થ થઇ અને નિરાધાર **માલતી** આ અસાર સંસારમાં સહાય વિના નાગી બની, ત્યારે તેમાં કોના દોષનું આરોપણ કરી શકાય ?

"રે, મારી વ્હાલી પુત્રીને આવો દગો દેવામાં આવ્યો અને તમે એ ચાંડાલને ઓળખો છો ?"

"તે નરાધમની દુષ્ટતાનો દૃષ્ટાન્ત જવલંત છે. જુઓ!' એમ કહેતો ગજવામાંથી નોંધપોથી વાળું કાગળીયું બહાર કાઢ્યું. "તે વિધવાએ તેના મરણ પહેલાં એક કાગળ લખેલો તે આ વાંચી જુઓ એટલે સમજાશે ! આમાં **માલતી**ની દુઃખદ અવસ્થા સ્પષ્ટ વર્ણવેલી છે !"

"અને તે બદમાસ—નરાધમ કેશવકાન્ત ?" **સાગ**-રિકાની આંખો પત્ર પર પડતાં તે બોલી ઉઠી.

## પ્રકરણ ૩૮ મું.

## નિર્ણય.

**સાગરિકા** ચિત્તનું સાન્તવન કરી શકયાં એટલે **માધવે** પોતે પોતાની વાત આગળ ચાલુ કરી. તેણે **માલતી** સાથે પોતાનો સંબંધ કેવા સંજોગોમાં થયો—પ્રેમ બંધન કેવી રીતે બન્યું—પવિત્ર લગ્નથી પતિપત્ની થવા કેવા વિચારો કર્યા હતા—અને કોઇના કાપટયથી તેમના કેવા હાલહવાલ થયા હતા તે પણ કહી દીધું. તે પોતે પવિત્ર પ્રેમ મેળવી કેવા આનંદના સ્વપ્નો નિરખી રહ્યો હતો તે બધું કહ્યું. નવાં નવાં ફુલ ખીલતાં જોવાને અવનવી કુદરત વિલોકવાને, નવીન ઇન્દુ કલાને અભિનંદવાને માનવ જીવન સર્વદા ઉત્સુકજ હોય છેઃ આત્મ પંખિડું આ જગ પિંજરમાં પૂરાઇ રહેલું છતાં તેની પાંખોનો ફડફડાટ, તેના ઉડ્ડયનાર્થે યત્કિંચિત પ્રયત્નો આદરે—દિવ્ય જ્યોતિમાં તેનું ચિત્ત ચોટે એમાં આશ્ચર્યનો સમાવેશ કયાં થાય છે? પ્રીતિદેવીની પ્રાપ્તિ અર્થે જીવન વહે—**માલતી** માટે દ્રવતા અતુલ પ્રણયરસ જીવિતસ્રોતોના સંગ્રામ સ્થાનરૂપ આ શુદ્ર માનવ દેહમાંથી ઉદ્‌ભવે, એમાં આશ્ચર્ય જેવું છે!"

પ્રણય અલિપ્ત હોય છે ત્યારે વધારે સચિત્ર લાગે છે. તેના પ્રેમ ભગિની પ્રેમ બન્યો અને એથીજ એ વધારે આકર્ષક થઇ પડ્યો છે. પિતાની સ્વાર્થી વૃત્તિ માટે અને કાત્યાયિનીના ખૂનના આરોપણનો સવાલ હવે શંકાસ્પદ રહ્યો નહોતો. તેણે વળી **વિલાસિની** અને **સ્નેહબંધન** જોડે **મતિલાલ** માટે જે વાતચીત થઇ હતી તે પણ તેણે **સાગરિકાને** કહી સંભળાવી. છેવટે **કેશવ**-કાન્ત અને **સ્નેહબંધન** વચ્ચે બનેલી ભયંકર પૂર્ણ વાત પણ કરી દીધી. કુમાર બોલ્યો:—

"તમે પણ મારા પિતા જેવા નીચ વૃત્તિવાળા માણસ સાથે લગ્ન કરી પાપનાં ભાગી બન્યાં છો એ પણ દુર્ભાગ્યની વાત કહી શકાય!"

"જે કિસ્મતને આધીન છે, તે વાત કરવા મનુષ્યને કશી સત્તા નથી: તે મારા પ્રાણાધાર છે, અને એથીજ હુ તેમની આજ્ઞાવિના સેવિકા લેખાઉં."

"તો હવે આપણે આપણી યુક્તિસેના તૈયાર કરવી જોઇએ. પ્રથમ તો આપણે **મતિલાલને** નાણાંથી નવાજવો પડશે!"

"એટલે કે પંદર હજાર રૂપિયા ને?"

"**વિલાસિનીનું** આવાજ પ્રકારનું કહેલું હતું."

"તમે અત્યારેજ એક લાખ રૂપિયાની નોટો જોઇ લો." **સાગરિકાએ** ટેબલનું ડ્રૉઅર ખેંચી અંદરથી બંડલ કહાડતા કહ્યું. "તમે **મતિલાલની** સ્વાર્થી આંખોને ભટકાવી મૂકો: બેલાશક પૈસો વાપરો, પણ આપણું કામ સિદ્ધ થાય તે તરફ ધ્યાન રાખશો! તમને યાદ હશે કે **સુમતિનાથે** મને વારસો સોંપેલો છે અને પરિણામે તેનું બહું વ્યાજ મળે છે. આ મિલકત તમારા પિતાએ મારી પાસેથી માગેલી, પણ મેં નહિ આપેલી અને તે એટલાજ ઉદ્દેશથી કે **સુમતિનાથ** જ્યારે કેદખાનામાંથી છૂટી ઘેર આવે, ત્યારે મારે બધો પૈસો પરત કરવો. હાલનો સમય જોતાં. મારે એ માર્ગ સ્વીકારવો; એટલે કે મુશ્કેલીઓ વધવા દેવી; પરંતુ હવેથી તમે આ આપેલ પૈસાનો સદુપયોગ કરો એજ કહેવાનું તાત્પર્ય!"

"સત્વરે હું તેનો ઉપયોગ કરીશ એ નક્કી છે. અત્યારે રાતનો વખત પસાર થવા દો અને કાલ સવારથી તમે મને જોઇ શકશો કે જંપ્યા વિના મુશ્કેલીઓને દળવા તનતોડ મહેનત લઇશ."

"એથીજ તમારા પિતા બદમાસોની બદમાસીથી બચશે અને સાથે તમારા પિતા **ખૂની** છે એ પણ જગજાહેર થવું જોઇએ."

"વિચાર કરો કે તેમ કરવાથી તમારી એબને બટ્ટો લાગશે! ન્યાય વિચારવા જતાં પરિણામ ગંભીર સ્વરૂપ પકડશે!"

"મેં પરિણામનો વિચાર કર્યો છે. ગમે તે થાઓ, તેમ થવુંજ જોઇએ."

"અને **માલતીની** શોધ માટે શો વિચાર કર્યો? જો તે હજી પણ જગત્‌માં અસ્તિત્વ ધરાવતી હોય તો હજી ઘણું થઇ શકે એમ છે."

"હું કાલેજ તેની વ્યવસ્થા કરીશ. તે વૃદ્ધાને અહીં બોલાવી મંગાવી તમારા કહ્યા પ્રમાણે જે કંઈ રહસ્ય મંત્ર હશે તે સ્પષ્ટ થશે એમ નક્કી માની લેવું. સ્ત્રી, સ્ત્રીનેજ વધારે સમજાવી શકશે એ નક્કી માની લેવું. ત્યારે આપણે કામ હવે શાં શાં કરવાનાં છે તે જુઓ: **મતિલાલનું** થયું, તમારા પિતા વિષેનો વિચાર, **સુમતિ**-નાથનું, **માલતિનું**, અને પછી હવે ફક્ત **કેશવકાન્તનું** શું કરવું તે—"

"તેને હું સંભાળી લઇશ. તે મારા દાવનો છે. તેનાં પાપ અમાપ છે. એટલે તેના પર વેર વસૂલ કેમ કરવું તે મને સોંપો. એકને તો તેણે પજવી છે અને બીજી મારી બ્હેનને તે દુઃખી કરવા તત્પર થયો છે. એ બચ્ચાના હાલ હવાલ હુંજ કરીશ."

"**માધવ**, તેની જોડે રમત રમતાં બરાબર સંભાળ રાખજે!"

"જરાપણ ધાસ્તી રાખશો નહિ. ઇશ્વર સૌ સારાં વાનાં કરશે!"

**માધવસેન** એટલું બોલી ત્યાંથી ચાલ્યો ગયો. રાતના અગીઆર વાગ્યા હતા અને ચોમેર શૂન્યતા સિવાય કશું નહતું. પ્રસંગે પ્રહરીઓનો સમયસૂચકતાનો ધ્વનિ સંભળાતો. રાજ મહાલયમાં તો પૂર્ણ નિઃશબ્દતા પ્રસરી રહી હતી? ના: કેટલાક માટે તો નિદ્રાશબ્દ અજાયબ શબ્દ થઇ પડ્યો હતો અને એથીજ રાત્રિ પણ દિવસ માફક લેવાઇ ચૂકી હતી.

# પ્રકરણ ૩૯ મું.

## પતિ અને પત્ની.

સાગરિકાના બોલાવવાથી સ્નેહબંધન કુમાર સ્હવારના નવ વાગ્યાને સુમારે પુસ્તકાલય તરફ વળતા હતા. બોલાવવામાં શું તાત્પર્ય હશે તેનો પુરેપુરો કયાસ કરી શકે તેજ વખતે સાગરિકા ત્યાં આવી લાગી.

"મને બોલાવવાનું શું કારણ હશે? અને તે પણ આટલું બધું વ્હેલું? કંઇ સમજાતું નથી!"

"આપને કંઇક બહાર જવાનું હોય એટલે મેં અત્યારનોજ વખત પ્રસંગ કરી લીધો છે. તસ્દી માટે માફ કરશોજી."

"સાગરિકા, આજ તમારા બોલવામાં મને વ્યંગ લાગે છે! તમારૂં મુખ આજે આટલું બધું કેમ મ્લાન છે?"

"મારૂં મુખ તે બનાવ પછી કયારે શાન્ત બન્યું છે? તે મ્લાન છે એમ પૂછવાની જરૂર હોય? પ્રાણાધાર! આપની આટલી બધી પરિવર્તિની સ્થિતિ કેમ? જવાબ આપશો તો આભારી થઈશ."

"મને પૂછે છે?"

"નાથ, હું તમને ન પૂછું તો પછી કોને પૂછી શકું?"

"હા! આ જીર્ણ શરીરને શાં શાં દુઃખોમાંથી પસાર થવું પડે છે તે વર્ણવ્યેથી શો લાભ? આ હૃદય ભલે જ્વાળામાં બળે, મને એથીજ આનન્દ થાય છે, તો પછી મારો એ આનન્દ ભલે અમર તપે! ઠીક સાગરિકા, આજે મને કેમ બોલાવ્યો છે?"

"મારે જે કહેવાનું છે તે પાસેજ છે. લુગડાં ઉતારીને વાંચજો એમ કહેવાની કશી જરૂર નથી. હું આપને દાસી તરીકે એ પ્રશ્ન પૂછું છું કે માલતીનું શું થયું—"

"માલતી!—આ પ્રશ્ન પૂછવાનું કંઇ પ્રયોજન?"

"પ્રયોજન એટલુંજ કે મારે અને માધવ સાથે બહુ લાંબી વાતચીત થઇ છે અને તે બાબતમાં માધવે તેમનો તેના પરનો અઢળક પ્રેમ જણાવ્યો છે; તેમના સ્નેહમાં વિક્ષેપ નાખનાર તમેજ છો—"

"એ વાત સાચી છે એમ એક વખત માની લઇએ અને પછી હું તમને પૂછું છું કે જેથી કુટુંબ રસાતાળ જાય એવી બાળા સાથે તેને લગ્ન કરી આપવા તમારી અનુમતિ છે ખરી?"

"એથી કુટુંબનું નામ રસાતાળ જાય એમ છે, એમ શાથી આપે કલ્પી લીધું? લગ્ન કંઇ કાળી કે ધોળી ચામડી પર, અથવા તો ગરીબ કે તવંગરનો વિચાર કરી થાય એનું નામ સ્નેહ-લગ્ન નહિ અને ખરી રીતે એ લગ્નની યથાર્થતા સિદ્ધ કરી શકતું નથી એ આપ માનવા તૈયાર છો ખરા?"

"હું એમ ઇચ્છું છું કે આપણે આ વિષયને જતો કરીએ તો ઠીક-ભવિષ્યમાં ફરી વિચારીશું!"

"ભવિષ્યમાં તમે મને આથી કશો વધારે સારો જવાબ શો આપી શકો એમ છો? હું ઇચ્છું છું કે આપ તે પ્રશ્નનો ફડચો હમણાંજ લાવશો."

"આટલી બધી ઉતાવળ કરવાનું કારણ?"

"કારણ એટલુંજ કે આપ રહસ્ય રમવાનું મૂકી દો તો આપનો ઉપકાર. સંકટનાં વાદળ ઘેરાઈ ગયાં હોવા છતાં આપ હજી સ્પષ્ટતા કરતા નથી એથી હું અજાયબ થાઉં છું! આપ હવે કૃપા કરી જણાવો કે માલતીનું શું બન્યું છે?"

"ઈશ્વરને સાક્ષી રાખી વાત કરૂં છું કે હું તેનાથી તદ્દન અજાણ છું."

"ત્યારે તમેજ કોઇ વ્યક્તિની માર્ફતે તેમના સ્નેહને પરિપકવ થવા ન દીધો એ શું સાચી વાત છે?"

"હા, એ સાચી વાત છે, છતાં હજી હું નથી સમજી શકતો કે આ પ્રશ્ન શા માટે?"

"ધીરજ ધરો: આપે મારી માંદગી દરમિયાન જે વ્યક્તિને મારે માટે નીમી હતી, તેજ વ્યક્તિ એ કામમાં નિયુક્ત થઈ હશે ને?"

"તેજ નિયુક્ત થઈ કાત્યાયિની!"

"કાત્યાયિની! તે હવે જીવે છે કે? તેને શા માટે દૂર કરવી પડી?"

"શું આજે મારી પોતાની સ્ત્રી પણ મારી દુશ્મન છે?"

"મારા તરફથી કંઇ પણ ભય રાખવાને કારણ નથી. હું જે કંઇ પણ કરીશ તે આપના કલ્યાણ અર્થેજ કરીશ એ આપે નક્કી માની લેવું."

"તમે આ બધું જાણ્યું શી રીતે? તમે કોઇની માર્ફતે જાણી હશે તો આપણી કીર્તિની બદબોઇ થઈ એ—"

"અત્યારે તમે કશી ગડભાંજ મૂકી દઈ નિશ્ચિંત બનો!"

"નિશ્ચિંત બનું? શી રીતે? બિલાસિની એક વખતે મારા પુત્રની રાખ હતી અને તેણેજ આ બધું કર્યું હશે

એમ હુ માની બેસુ છું. મારી અને વિલાસિની વચ્ચેની થયેલી વાતનું રહસ્ય ફૂટી ગયું હોવું જોઇએ. હું જરૂર કહું છું કે મતિલાલને બચાવવા માટે મારી પાસે એક રાતી બદામ પણ નથી.”

“આપ ધીરજ રાખો અને શાન્ત ચિત્તથી સૌ સાંભળો! મતિલાલ સંબંધી ફૂડચો લાવવા માટે નાણાં સાથે કુમાર ક્યારનાયે ઉપડી ગયા છે, માટે એ મુંઝવણ હવે તમને ગુંચવનાર નથી એ નક્કી માનજો!”

“સાચી વાત છે?”

“હું જે કંઇ પણ બોલું છું તે સાચુંજ છે. આપ જો મારો આભાર માનતા હો તો હું આપની પાસેથી એટલુંજ જાણવા માગું છું કે માલતી અને માધવનો વિયોગ તમે શી યુક્તિથી કરાવ્યો એ કહો.”

“સાગરિકા, તમારી દાસી કાત્યાયિની બહુજ લુચ્ચી અને દુષ્ટ હતી. આ બધાં કાવત્રાં રચનાર એજ હતી. તેણેજ તેમનો સ્નેહ શોધી કહાડયો અને જાણે તે મારૂં ભલું ઇચ્છતી હોય તેમ મને આવી વાત કરી. મને તેના પર શ્રદ્ધા બેસતા તેની સૂચવેલી યુક્તિ મુજબ કુમાર અન તેની બ્હેન એકજ ગાડીમાં સાથે બેસી બ્હાર ફરવા ગયાં. કાત્યાયનીએ માલતીને એવું સમજાવી દીધું કે માધવ તેની પ્રેમિકા સાથે ફરવા જતો હતો. ચંદ્રાનના એવાજ ઠાઠમાં હતી અને પરિણામ પણ ધાર્યા મુજબ આવ્યું એટલે માધવ ફરીથી માલતીનો સુયોગ પામી શકયા નહિ. હવે શું બનવા પામ્યું એ તમો સારી રીતે સમજી શકો એમ છો.”

“કુમાર ફરીથી માલતીને નજ જોઇ શકયો?”

“બન્યુ તો તેમ! કાત્યાયિનીનો આમાં અંતર્ગત ભાવ જુદોજ હતો! તેણે બદલામા એવી માગણી કરી કેઃ—

“અને તે?”

“કુમાર સાથે લગ્ન!”

“સાચી વાત કે મશ્કરી?”

“સાચી વાત છે–હું મશ્કરી કરતો નથી! તેણે કુમારપત્ની થવાનો વિચાર નજ ત્યાગ્યો અને જો હું તેના વિચારને ધૂતકારી કહાડુ તો તેણે મારૂં પોકળ જાહેર કરવા નિશ્ચય બતાવ્યો. મારી સ્થિતિ ‘સુડી વચ્ચે સોપારી’ જેવી બની. મારૂં મગજ શું કરવું એથી ખાલી નાજ પડયું અને અનેકાનેક મુશ્કેલીઓમા મને આકસ્મિક એક રસ્તો હાથ લાગ્યો. આત્મઘાત કરનાર માણસને મેં હાથ કર્યો અને પૈસો શું નથી કરી શક્તો? મેં તેને કાત્યાયિનીને કતલ કરવા તૈયાર કર્યો. છેલ્લામા છેલ્લી ઘડીએ મેં તેને તેનો વિચાર ભૂલવા–બદલવા–સમજાવ્યું, પણ તે એકની બે નજ થઇ. બહુજ સારૂં બ્હાનું બતાવી મેં તેને બ્હેનોના વસ્ત્રાલંકારથી સજવા અનુમતિ આપી. છેતરી તે છેતરાઈ અને મારા માર્ગમાંથી એક કંટક દૂર થયો એટલે મને કળ વળી. તેજ વખતે હું કુમારને મારી સાથે લઇ મારા મિત્રને ત્યા ગયો હતો. તે કામ કરનાર કોઈ નહિ પણ મતિલાલ! વ્હાલી, બોલો હવે મારૂં સકળજીવન તમારાજ હાથમાં છે!”

“અહો! તમે પણ જબરી હામ બીડી છે એમ કહી શકીએ! તમારે એ કામને માટે ઈશ્વરના ન્યાયી દરબારમાં જવાબ દેવો પડશે એ નક્કી માનજો. મારા જેવી હજારો અને લાખો ભૂલો કરનાર ઇન્સાનથી ન્યાયાન્યાય શું કહી શકાય એમ છે? પરંતુ એટલુંજ કે હું તમારી પત્ની તરીકે હોવાથી તેમાંથી આપને બચાવી શકું તો હું કૃતકૃત્ય બની કહેવાઉં!”

“ત્યારે મારો પુત્ર મને ખૂની તરીકે ધિક્કારતો હશે તેને દુઃખ આપવા માટે મને તે અંતઃકરણપૂર્વક અપમાનતો હશે!”

“તમે તમારાં એ પાપોનું પ્રાયશ્ચિત કરો તો ઓછું નથી, કારણ કે ‘હા પસ્તાવો, વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે!’”

“પ્રાયશ્ચિત? પાપનિવારણનો માર્ગ?”

“મારી સલાહ માન્ય કરશો તો બસ છે!”

“શી સલાહ? કબૂલ છે તે મને! બોલો.”

“તે હવે પછી થશે, પણ હાલમાં એટલું કહો તો બસ છે કે તમે ગુપ્તગૃહમાં બનેલી સત્ય હકીકત જાહેરાતમાં મૂકો! આ ઓછું પ્રાયશ્ચિત નથી!”

“તેથી તમારી કીર્તિને એબ લાગશે એનો ખ્યાલ છે? આ કુટુંબની જ્વલંત કીર્તિ ઝાંખી થશે!”

“મારે પણ પસ્તાવો કરવાનો છે એટલે કશી હરકત નથી! કીર્તિનું ગમે તે થાઓ, પણ ધર્મ તો સચવાવો જોઇએ. અસાધુ પુરૂષોએ કરેલાં કર્મનું ફલ સાધુ પુરૂષો એ નજ સહવું જોઇએ!”

“તમારી જેવી મરજીઃ મને એમાં કશો અંતરાય નથી.”

આજ પળે એક સેવક અંદર આવ્યો અને વિલાસિનીના આગમનની વાત કરી.

“હું થોડીજવારમાં આવું છું,” તેમણે અનુચરને જણાવ્યું, “મારે તેને શો પ્રત્યુત્તર વાળવો?”

“જણાવવું કે બધો ચૂકાદો થઇ ગયો છે અને વધારામાં જણાવવુ કે જો તે ત્યાર પછી આ દેશ ત્યાગી દૂર ચાલી જશે તો તેના હાથમાં ચાલીશ પચાશ હજાર રૂપિયા આપવામાં આવશે!”

“અને જ્યારે હું તે કામથી પરવારૂં ત્યારે મારે અહિં પાછા આવવાની જરૂર છે ખરી કે?”

સાગરિકા ફરી આવવા જણાવતી હતી, પણ પાછળથી યાદ આવતાં વિચાર માંડી વાળી ફરી આવવાની આવશ્યક્તા નથી એમ જણાવી દીધું.

સ્નેહબંધન પુસ્તકાલયમાંથી ચાલ્યા ગયા અને સાગરિકા વિચારના તરંગમાં તણાવા લાગી:

# પ્રકરણ ૪૦ મું.

## ઉપરા છાપરી બનાવો.

**જોયું વિવેક વિચારથી સંસારમાં કાંઈ નથી,**
**સ્ત્રી પુત્રને પરિવાર વળી વૈભવ રમા કાંઇ નથી,**
**હો નગર કે વન અજન તેને ઉભય એક સમાન છે!**
**જે મોહજેતા સાધુના મનમાં તમા કાંઇ નથી.**

**સાગરિકા** વિચારવારિધિના તરંગો ઉછાળતાં **માધવસેનના** આવવાની રાહ જોવા લાગી. એટલામાંજ તે પોતે આવી લાગ્યો અને સર્વ વિજયના શુભ સમાચાર વિદિત કર્યા.

"હું કેશવકાન્તને મળું તે પહેલાં તે અને મારા તરફથી રોકેલ માણસ બન્ને પરસ્પર મળી તેનો ઉકેલ લાવવા મથે એવી મારી ઇચ્છા છે."

"એટલે? કેશવકાન્ત જોડે તમારી શી મુરાદ છે?"

"એજ કે હું અને કેશવકાન્ત કંઇ પણ કરીએ તે પહેલાં કેશવકાન્તે બનાવટી કાગળીયાં **મતિલાલને** સોંપી દેવાં; અન્યથા એ વકીલ સાહેબ બહુ જબરા છે, માટે એમનાથી સવેળા ચેતવામાં જ માલ છે!"

**સાગરિકા** કશો પણ જવાબ આપે તે પહેલાં એકાએક પુસ્તકાલયનું દ્વાર જોરથી ફડાફટ ઉઘડી ગયું અને સ્નેહબંધન અંદર આવતા જણાયા. તેમની મુખાકૃતિ ભયંકર અને રોષભરી દેખાતી હતી. આંખમાંથી ક્રોધની ચિણગારીઓ વરસી રહી હોય એમ તાદૃશ થતું હતું. આવા ઢંગ સ્નેહબંધનનાં જોતાંજ બન્નેએ કંઈ કંઇ કલ્પી લીધું અને શું પરિણામ આવે છે તેની પ્રતીક્ષા કરવા લાગ્યા.

"વિલાસિનીએ તમને રહસ્યભેદ કહેલો છે એ વાત તમે મને સાચી કરી હતી કેમ? બસ કરો, એ તો તેનો સાફ નકાર કરે છે. આવી રીતે તમે મારા જાણભેદુ બનવામાં છૂપા જાસૂસનું કામ કરતાં શીખેલ છે એજ ને? તમે બન્ને એકત્રિત બળથી મારા ઉપર કશો પ્રયોગ રચવા માગો છો?"

"પિતાજી, આપને આટલા બધા આકળા થવાને કશું પ્રયોજન નથી. તે વિષયમાં કારણભૂત મને સ્વીકારી લ્યો અને તે માટે તમારે મને જે કઇ કહેવા કરવાનું હોય તે કહો!" **માધવે** શાન્તિથી બધો દોષ પોતાનો છે એમ કબૂલી લીધું.

"ઠીક. ત્યારે તેં મારી બધી છૂપી વાતો સાંભળી છે મારી કંઇ પણ વાત તારાથી ગુપ્ત નથી જ—"

"હું લગભગ બધું જાણું છું, એમ કહું તો ખોટું નથી. જેમકે તમે મારા પ્રણય સંબંધમાં બાધા નાંખનાર, વળી આગળ જાણવા માગો તો હું વધારે કહી શકું એમ છું. યાદ કરો એ સૌ તમે!"

"**માધવ**, આ ઠપકો મને કોણ આપે છે? મારો જ પુત્ર? **સાગરિકા**, તમે એને સમજાવો. અલબત્ત, હું દયાપાત્ર છું!"

"ઓ પિતા! આપ યાદ કરો, મને આપે શાં શાં દુઃખ આપ્યાં છે તે યાદ કરો! છતા આપની બાધા તો અત્યારે મને આશિર્વાદ રૂપ છે! હું પાપમાં ન લપટાયો એ ઠીકજ થયું! તેને—**માલતીને**—મારી સગી બ્હેન પ્રમાણે હવે તો ગણું છું—ગણીશ! છતાં મારા આ હાલહવાલ કરનાર મારા પિતા છે એમ જ્યારે વિચારૂં છું, ત્યારે આ પુત્રની પ્રભુતા શી રીતે સચવાય? હું એકવીશ—બાવીશ વર્ષનો યુવાન આજે મરવા પડયો હોઉં તેમ બન્યો છું! મારો તમામ ઉત્સાહ મંદ પડયો છેઃ સ્વભાવ ચિડીઓ બની ગયો છે! મારી કેડો ફાટે છે! એ બધાનો જવાબદાર કોણ છે? પિતાજી, તે સર્વના કર્ત્તા આપજ છો એ જરાક વિચારો! બાપજ બેટાને આમ ચિમળાતો જોઇ ખૂશ બને એ શું અજાયબ નથી? અને એથી તમે શું સ્વર્ગનું સુખ મેળવ્યું? તમે કીર્તિ માટે મરી પડો છો ને? એ કીર્તિ તમે કેવી રીતે રળ્યા છો—શા શા ભોગે રળ્યા છો એનો જરા ખ્યાલ કરી જુઓ એટલે તમને લાભાલાભ સમજાશે! પિતાજી, હું શું કરૂં? મને બહુ લાગી આવે છે?"

સંતાપના આવેશમાં આટલું બધું બોલાઇ જવાયું. પિતા, પુત્રને આમ બોલતો સાંભળી અંજાઇ ગયો. પિતા, પુત્રના પગ આગળ પડી માફી માગવા લાગ્યો!

"**માધવ**, વ્હાલા પુત્ર! મને ક્ષમા આપ. હું તારી ક્ષમા યાચું છું." રડતાં રડતાં પિતા ગળગળો થયો. **માધવે** પગે પડતાં રોકી કહ્યું—"પિતાજી, આપે આમ કરવું ન ઘટે. પગે પડવા લાયક આપ નથી, પણ હું છું. આપ મારે વંદ્ય છો!"

બન્ને પિતાપુત્ર ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા. **સાગરિકા** પ્રભુને પ્રાર્થવા લાગી અને છેવટે તે પણ રડતી રડતી પ્રભુ સ્તુતિ કરવા લાગી. અશ્રુઓની ધારા વહેવા લાગી. સ્નેહબંધન પોતાને સ્થાનકે ગયા.

આવું કરૂણામય દૃશ્ય દેખાઇ રહ્યું હતું ત્યાં અનુચરે આવી કુમારના હાથમાં એક પત્ર મૂકયો.

"આ પત્ર કોણે આપ્યો?" પત્રને અવ્યવસ્થિત સ્થિતિમાં જોતાં અને સરનામું '**સ્નેહચંદ્ર**'ના તખલ્લુસથી લખાયલું જોતાં રોષથી અનુચરને પૂછયું.

"કોઇક સભ્ય જન આપી ગયો અને જતાં જતાં તેણે કહ્યું કે જો કે સરનામું '**સ્નેહચંદ્ર**'નું છે, તો પણ તે પત્ર કુમારશ્રીનેજ આપવાનો છે."

પરંતુ અનુચર તેના કથનને પૂરૂં કરે તે દરમિયાન તે પત્ર તેણે પૂરેપૂરો વાંચી લીધો હતો. આનંદ, શંકા, ક્રોધ, નિરાશા એમ અનુક્રમે ભાવ અનુભવ્યા હતા એમ તેની મુખાકૃતિ કહી આપતી હતી. તેણે તે પત્ર **સાગરિકા** તરફ ફેંકતાં કહ્યું:–"જડી આવી **માલતીદેવી!** હાથ લાગી છે; પરંતુ તે મરવા માટેજ જડી આવી છે એવા માઠા સમાચાર છે. પ્રભુ કરે ન તે જીવે!"

તે **માલતીને** મળવા માટે ઇંતેજાર હતો, તેમાં ઘણાં ઘણાં કારણો સમાયલાં હતાં.

ધડકતે હૃદયે ત્વરિત ગતિએ ચપળતાથી તે પત્ર **સાગરિકાએ** પૂરો કર્યો. તે પત્ર વિધવાના તરફથી આવ્યો હતો. તેમાં ટૂંકામાં વર્તમાન પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો હતો. **માલતી** મરતાં મરતાં પણ **માધવને** છેલ્લી વાર મળવા માગતી હતી.

**સાગરિકા** પોતાની પુત્રીની અવસ્થાના વિચારથી ગાભરી બની ગઈ હતી. તેના છેલ્લી ઘડીના સ્નાન સમાચાર સાંભળી તે વધારે ચિંતાતુર બની. **માધવસેન**, માલતી પાસે જવા તત્પર થઇ રહ્યો હતો.

"**માલતી**, બ્હેન, તું કોણ માબાપનું સંતાન છે, તે તને ખબર નથી. પણ આટલી શોધ સહજમાં મળી આવી તો ને છવટની ઘડીએ? દયામય પ્રભુ! તું દયાળુ છે! તારી દયાકણથી આ **જગત્** નભી રહ્યું છે!"

"મારી વ્હાલી દીકરી, મારી દુઃખી પુત્રી, મારાથી ત્યજાયલી, હું તને કશું પણ સુખ ન આપી શકી! તું મારાથી શું સુખ પામી શકી? તું અત્યારે કેવી યંત્રણા સહી રહી હશે? ચાલો—"

"હા ચાલો, આપણે એકદમ ત્યાં જઇએ: ચાલો. મારી દુઃખી બ્હેનને જોવા જઇએ! ભગવાન સૌ સારાં વાનાં કરશે!"

આજ વખતે વળી પુસ્તકાલયનું દ્વાર ઉઘડયું અને બન્ને મા દીકરો જતાં હતાં, તે આવતા નોકરને જોઈ ઉભાં રહ્યાં. અનુચરે એક કાગળ આપતાં કહ્યું:—

"આપનો બીજો પત્ર છે, કુમાર શ્રી!" પત્ર આપી નોકર ચાલતો થયો.

**માધવે** કાગળ ફોડયો અને પત્ર ઉપર આંખો નૃત્ય કરવા લાગી. પત્ર નીચે પ્રમાણે હતો:—

વિ. સં. ૧૯. પોષ સુદી ૧૧

"**માધવ**, હું ગઇ રાતે કારાગૃહમાંથી મુક્ત થયો છું. બીલકુલ પણ સમય ગુમાવ્યા વિના **ગુજરાતને** ત્યાગી હું દૂર દૂર જવા ઇરાદો રાખું છું; પરંતુ તેમ કરતાં પૂર્વે મારો વિચાર તમને મળવાનો છે: એ આપણું અંતિમ મિલન થશે! આવી તસ્દી હું તમને ફરીથી નાહ આપું. પ્રભુ, તમારૂં કલ્યાણ કરો અને સુખી થાઓ એજ મારી શુભાશિષ!

મારૂં મળવાનું ઠેકાણું આપું છું, તે સ્થળે મને જરૂર મળશો.

આપ્ત મંડળને મારા યથોચિત. કામ સેવા ફરમાવી સ્નેહમાં અભિવૃદ્ધિ કરશો એવી આશા છે!

લિ. તમારો શુભેચ્છક

**સુમતિનાથ.**"

"આ બધામાં **ઇશ્વરનો** જરૂર હાથ છે!" એ પત્રને **સાગરિકા** તરફ ફેંકતાં કહ્યું.

"પ્રભુ હવે આ કુટુંબને તારવા માટે જરૂર કટિબદ્ધ થયા લાગે છે!"

જો એમ નહોય તો તેના પિતા પણ આપણી સાથે તેમની પુત્રીને મળવા માટે કયાંથી તૈયાર બની કારાગૃહમાંથી છૂટે?"

"પ્રભુ, સૌ સારાં વાનાં કરશે! રે **જગદીશ્વર**, અમારાં અંતર વાંચી તેને જીવિતદાન આપજે!"



# પ્રકરણ ૪૧ મુ.

## દુઃખી કુમારિકાના જીવનની પૂર્ણાહુતિ.

**“અંતે જવું છે સર્વને કો આજ કો કાલે જશે !**
**આયુષ્ય જ્યાં પૂરૂં થયું કે મરણ નક્કી આવશે;**
**નહીં અમર કોઈ સાંભળ્યો,**
**નહિ અમર કોઇ પણ થશે,**
**સારાં નઠારાં કૃત્યનું માત્ર સ્મરણ અવિચળ હશે !**
**સંસાર માંહી જીવવું નિજધર્મને ત્યાગી કરી,**
**એથી મરણ ઉત્કૃષ્ટ છે જે નામના રાખે ખરી !”**

વાચક ! વિચારી લો કે ગત પ્રકરણના પ્રસંગને બે કલાક વહી ગયા છે: રાજમહાલયના દરયને સ્થળે એક ગરીબ દેખાતા મકાનનું દૃશ્ય નજરે પડે છે.

સ્વચ્છ અને સાદા એકાન્ત વિભાગમાં **માલ**તી અતિ-જીર્ણ પણ સ્વચ્છ પથારી પર સૂતી છે. તેની આસપાસ ત્રણ વ્યક્તિઓ દૃષ્ટિગોચર થાય છે. **માલ**તીની સ્વાભાવિક સુંદરતા નથી ઘટી; છતાં દેષાના હૃદયને તેની છેલ્લી ઘટીઓની પૂરેપૂરી સાક્ષી અપાતી હતી. તેની મુખાકૃતિ સ્વર્ગીય લીલાનું ભાન કરાવતી; પરંતુ શોક એટલાજ પુરતો હતો કે તે બધું થોડા વખત માટે હોય એમ તાદૃશ થતું હતું.

ઉપરોકત ત્રણ વ્યક્તિઓ અનુક્રમે **સા**ગરિકા. સુમતિ-નાથ અને કુમાર **માધવસેન**ની હતી. **માલ**તીને તેના કુટુંબની સાચી હકીકત આપી દેવામાં આવી; **સા**ગરિકા અને કુમાર, સુમતિનાથનો પત્ર વાંચ્યા પછી તેમના તરફ ગયા અને મળી શોકજનક સમાચાર જણાવી સૌ **માલ**તીની દિશા ભણી વળ્યા. પિતા માતા **માલતી** માટે આતુર હૃદયે રહ્યાં, પણ જ્યારે તેણે **માધવ**ને પોતાના ભાઇ તરીકે ઓળખ્યો, ત્યારે તો તેનો સ્વભાવિક પ્રેમ અનહદ આનન્દ અનુભવવા લાગ્યો. પોતે પણ એક રાજપુત્રી છે; એ જ્ઞાન તેને માટે ઓછું નહોતું. **માલતી માધવ**નો કુદરતી સંયોગ ઇશ્વરીજ હોવો જોઇએ એમ તેમને તે વખતે સમજાયું.

**સ્નેહચંદ્ર** કે **માધવસેન** એ કોઇ સામાન્ય વ્યક્તિ નહોતી એ તેને હવે બરબર સમજાયું: એ રાજકુમાર હતો અને પોતે પણ એક રાજકુમારી હતી. ફકત ભાગ્ય વિધાતાની જરાક ભૂલને લીધે તે ભૂલનો ભોગ બની હતી. એક ભાગ્યના ભૂલનો ભોગ આવો જબ્બરદસ્ત નીવડે છે તે તેણે જાતે અનુભવથી જોયું. અને માનવ સમાજને તેમાંથી શીખવાનું બતાવ્યું કે તેમણે કેવી અસ્મિતાનો આસરો લેવો ઘટે ! અરે, **કાત્યાયિની**ની કૃત્રિમ વાતો જ્યારે તેણે સાંભળી ત્યારે તો તે સ્વપ્નવત્ બની ગઇ અને માનવ સ્વભાવ આટલે દરજ્જે કાળાં કામ કરવા પણ તૈયાર હોય છે, એટલું જાણી અન્તચબીમાં અજાયબી વધી ! તેને જાણવાનું ઘણું મળી આવ્યું અને તે પણ તેની અંત ઘડીએ !

અહો ! આ સમયે **માલ**તીનો **માધવ** માટેનો પ્રેમ સ્વર્ગીય હતો, કારણ કે પતિપત્નીના પ્રેમને પણ ભૂલવી દે એવો પ્રેમ ભ્રાતૃભગિની પ્રેમ છે.

**માલ**તી મરે એ **માધવ**ને ગમતું નહોતું.

કોઇપણ ભોગે તેને જીવાડવી એ એનો દૃઢ વિચાર હતો અને એજ પ્રમાણે **સા**ગરિકા અને સુમતિનાથ તેમની વ્હાલી પુત્રીને માટે ઇચ્છતાં હતાં. **સા**ગરિકા જ્યારે તેની જ પુત્રીને જોઇ શકી, દિલ ખોલી વાત કરી શકી ત્યારે તે જવા સર્જાઈ હતી. આ વેદના માતૃહૃદયને અસહ્ય છે અને સાહજિક છે: તેને તેની જુવાની યાદ આવી અને મનોગત ઠપકાભરી રીતે તે કહેવા લાગી:—“ અરે ! મેં તે વખતે મારી ફરજ અદા કરી હોત, તો મારી એકલવાયી દીકરી અકાળે કાળને વશ ન બની હોત એ નક્કી હતું ! જ્યારે તે જાતે મારી પાસે આવી ત્યારે હું ભૂલી ! પણ મારી કીર્તિ કલંકિત થશે એ ભયથી મેં ભૂતકાળ છુપાવ્યો અને પરિણામે વર્તમાન કાળ અને ભવિષ્યકાળ બેઉ બગા-ડ્યા ! ઓ ભાવિ ! એ અદૃષ્ટ ભાગ્યવિધાતા ! આ તારી અનુપમ કળા ક્ષુદ્ર માનવગણ શું સમજી શકે એમ છે ?’ આ વિચારો **સા**ગરિકાના મનમા આવ્યા તેવાજ ઝપાટા-બધ પસાર થઈ ગયા: રે, અંતે તો નિરાશા ! ગાઢ નિરાશાજ ! !

સુમતિનાથ, જે પોતાને સંતાનવિહીન માનતો હતો, તેને પુત્રી મળી એવી જ જવા બેઠી જોઇ દુઃખથી—અકથ્ય વિપદથી રડવા લાગ્યો—મુઝાવા લાગ્યો. અરે પુત્રી મળી તે મરવા જ માટે! બે બે વર્ષમા શા ગજબ વર્ષી ગયા: તેની સ્મૃતિ માત્ર ભડકાવી દે છે ! સુમતિનાથ ફરી એકવાર તે પુત્રીને ભેટયો, તેને છાતી સરસી દબાવી અને એક વખત બાળકની માફક રડી પડયો ! અને **માધવ**ની શી સ્થિતિ ? ક્રૂર ભાવિ ! આટલા સ્નેહીઓ તેની આસપાસ તેના જીવન માટે વલખાં મારી રહ્યા છે; છતાં નિર્દય ! ! દયા છે કંઈ ? ભાવિ ! તને કયારે દયા છે ! તારે હાથ કયારે પરોપકારી કામ બન્યાં છે: તારૂં નામ માત્ર ભયંકર છે. તેં જગત્ પર ભયંકરતા પ્રસરાવી દીધી છે! એક **સા**વિત્રીદેવી તને તારા માથાની મળી આવી, જ્યાં તું જખ મારે છે! પણ ‘ આડે લાકડે આડો વેહ

એ પ્રમાણે હું તેના આગળ છેતરાઇ ગયા એટલે રહ્યો! ને આ માલતી આવી ભરજુવાનીમાં દુઃખ ભોગવી આ ફાની આલમ ત્યાગી જતી રહેશે? નર્યું દુઃખ ભોગવી અને સુખનો કિનારો જોયો એટલે દુનિયામાંથી તેણે ખતમ થઇ જવું? આ તે કઈ ન્યાય છે? આવાં કામ કરનારને લોકો જમ કહે છે!

મૃત્યુ! તને પણ દયા નથી? થોડા એક વર્ષ માલતી માટે વિચાર કરી લે: અમારી સામટી પ્રાર્થના છે. જો એટલું પણ તારાથી ન ખમાય તો બસ, થોડા એક માસ ઝંપી જા! સાવિત્રી જેમ આ પણ સતી છે! મૃત્યુદેવ! આપ સતીને ન પજવો! સતીના સતીત્વને વિચારો! એ કુમારિકા છે એમ કહો છો! હા–કુમારિકા છે, એનામાં સતીના ભાવ નથી? એણે જુલ્મીના જુલ્મ સહ્યા નથી? એણે લાલચોને, મોહને, વિલાસને, માનને, પૈસાને લાત શું નથી મારી? થોભો, જરા થોભો! આ સ્નેહી આજુ બાજુ બેસી રહી આપને વિનંતિ કરે છે તે સાંભળો છો?

રાજકુમારની એ પ્રાર્થના, એ વિનવણીઓ કોઇ સાંભળતું હોય એમ નજ લાગ્યું. તે સ્હવાર તેના ભાવિભટમાં કેવી રીતે ચિત્રાયલું હશે? મરતાં મરતાં પણ સ્નેહચંદ્રની ક્ષમા માગવાનો સુઅવસર મળ્યો! અંત ઘડીએ પણ તેની જાત જાણવાને ભાગ્યવાન બની પણ હવે થોડાજ કલાકોમાં આ અસાર સંસારને ત્યાગી સદાને માટે તેને એકલા મુસાફરી કરવાનું હતું:—

"કાચા સુતરને તાંતણે જો બાંધી આ જીન્દગાની છે,
દરિયા તણા મોજા સમી તું ભૂંડી પણ જવાની છે;
અણધારી એ અજ્ઞાની, જો આ આંખ્ બંધ થવાની છે,
આશા બધી અંતરની અંતરમાં સમાઈ જવાની છે!"

મુસાફર! તારી મુસાફરી પૂરી થવા આવી છે.

માલતી ચોમેર દૃષ્ટિ કરી એક વખત નિહાળે છે તો સર્વનાં મુખ વિષાદથી પરિપૂર્ણ છે. ચોમેર નિરાશાનું અખૂટ સામ્રાજ્ય પ્રસરાયલું છે. માતા, પિતા, ભ્રાતા સર્વ કોઇ તેના જીવનની ચિંતામાં રડતાં જણાય છે.

આ સર્વ નિહાલતાં તે આનન્દમુખે બોલી ઉઠી:— "વ્હાલાં મારાં પ્રેમીજનો! મારાં વ્હાલાં સગાં! મારેજ માટે તમારે આટલી ગ્લાનિ શા માટે હોવી જોઈએ! પ્રિય ભાઈ માધવસેન! તમે મારે માટે ઘણું ઘણું કર્યું છે તેના બદલામાં હું પોતે કશું પણ કરી શકી નથી. હું આ નિઃસ્પૃહી સંસારને ત્યાગી જઉં છું, તેમાં મને કશું દુઃખ નથી: આ પાપી પૃથ્વીમાંથી વધારે સુખી બની જઉં છું એ મારે માટે ઓછું નથી! આપણો મીલાવો હવે અહીં તો નથીજ: આપણે હવે ફરી ત્યાં પ્રભુના દરબારમાં એક વખત જરૂર મળીશું જ્યાં સંસારની કટુતા જુદાઇનું ઝેર નહિ રેડે!—

'હું જાઉં છું હું જાઉં છું ત્યાં આવશો કાઈ નહિ;
સો સો દિવાલો ભાંગતાં પણ ફાવશો કોઇ નહિ!'

જતાં જતાં હું એક વખત તમારી માફી ચાહું છું: મેં તમને બહુ દુઃખ આપ્યું છે!"

"વ્હાલી બેન! તારા નિરાશાભર્યા શબ્દો મને રિબાવી મૂકે છે! એવું બોલ નહિ. મને આશા છે કે હજી તારા જીવનનાં વર્ષો વધારે છે! મને આશા છે કે–"

"આ તારા પિતાના હૃદયને કોણ હસાવશે? તારા વિના આ વૃદ્ધ હૈયુ કેમ આનન્દશે! માલતી–વ્હાલી દીકરી તું હજી જીવી શકશે! પ્રભુ દયાળુ છે!"

"તું આમ નિરાશાવાદી ના બન! તારી નિરાશા અમારા જીવનમાં વિષ રેડે છે! અમારા હૈયાં કકળી ઉઠે છે! અમારા જીવનનો આધાર! દીકરી! નોધારાનો આધાર પ્રભુ! આપણો બેલી છે!"

"હવે દુન્યવી શબ્દોની મિઠાશ જતી કરો: આશા જવા દો અને અંતઘડીની વાત સાચી માની લો મારા સ્નેહીઓ! હું અહીંથી એક વધારે સારી સુખી દુનિયામાં જઇશ! પ્રભુ તમને સુખી કરે!"

"માલતી, માલતી, અમે સ્વાર્થી તારા સિવાય કેમ જીવી શકીશું? મારી વ્હાલી બેન, તારો મીઠો પ્રેમ મને કોણ પાશે?"

"પ્રિય ભાઇ! તમે મારે માટે બહુ કરી શકયા છો. હું તમારે માટે કશું પણ કરી શકી નથી. હું તમારે દુઃખે દુઃખી થાઉં છું, પણ અફસોસ જે આપણા હાથની વાત નથી તે શામાટે સ્મરવી? થનાર વસ્તુ થયા જાય છે, તેનો શોક નિરર્થક છે! ના રડશો મારાં વ્હાલાં આત્મીય જનો? માની લો કે મારૂં હૃદય પણ આપને માટે રડી રહ્યું છે! રે, તલસી રહ્યું છે! જીગર ચીરાઈ જાય છે! આંસુ અખૂટ હતાં તે પણ ખૂટી ગયાં છે! હૈયુ ઉકળી ઉઠે છે! મા! વ્હાલી મા! હું શું કરી શકું એમ છું? હૈયા ગેલણુ મા! રસમીઠી મા! મેં આખો જન્મારો મા વિનાનો ગાળ્યો છે અને અંતે મા! તું મળી, પણ હાય! જવાનું થાય છે મા! હું જાઉં છું! જગત્ દૂર દૂર કંઇક દેશ છે ત્યાં જાઉં છું મા!

"કદી નહિ! મારી વ્હાલી દીકરી! તું વિહોણી હું એકલી પડી જઇશ! મને મા કદી કોણ બોલાવશે! બેટા, હૃદય ચિરાય છે, અસહ્ય વેદના સહાય છે! પણ ના, તું નહિ જઈ શકે! હું તે જમ જોડે લડીશ! મારૂં જીવન ભલે જાય: ભલે લુંટાય, તને નહિ જવા દઉં! એ આસ્માનના તારા! સૂર્ય દેવ! સાંભળો છો મારી આ વાણિ? નહિ બને! મારી એકલવાયી પુત્રીને કોણ છીનવી શકે એમ છે!"—

"શાન્ત બનો સર્વ! મારા વિયોગને હૃદયમાંથી કહાડી નાખો! મને ભૂલી જતાં શીખો અને એજ ખરો યોગ છે! મલીશું એક દિવસે આપણે પેલા વિશાળ ક્ષેત્રમાં, જ્યાં પૂર્ણ આનન્દરસ જામે છે!"

"ભૂલાય ? તારી સ્મૃતિ ભૂલાય ? શી રીતે બને એ ? બેટા, નહિજ ભૂલાય !"

સુમતિનાથ રડવા લાગ્યો !

"જવા દો પિતાજી એ વાત ! આ મારી છેલ્લી ઘડીઓ છે ! શોક અસ્થાને છે !"

"જાય છે ? હે જગન્નિયંતા ! દયા છે ?" સાગરિકા રડવા લાગી.

"વૈદ ! ડૉકટર ! કોઇ આવો ! અમારૂં સર્વસ્વ લો ! બચાવો !" સુમતીનાથ અને માધવ સાથે ગર્જી ઉઠયા !

"વૈદ ! ડૉકટર ? એ બીચારા શું કરી શકવાના હતા ? જેની તૂટી તેની બૂટી નથી ! એ જીવન આપી શકે છે ? જવા દો એ મિથ્યા પ્રલાપ ! વ્હાલાઓ ! પાસે આવો ! હું જાઉં છું ! ઓ—ઓ—ઓ"—

તે બોલતી બંધ થઇ ! નાટકનો પડદો પડયો. તેનું આખું શરીર ઠંડુગાર બની ગયું: સર્વ સ્તબ્ધ બની ગયા અને પછી એકાએક પોક પાડી દીધી. હાહાકાર વર્તાઈ ગયો.

આ પ્રમાણે કેટલોક સમય પસાર થઇ ગયો. જગત્માંથી એક સૌન્દર્ય નામને શોભાવતી કુમારિકા અદશ્ય થઇ ગઇ !

# પ્રકરણ ૪૨ મું.

## ખૂનનો બદલો ખૂન.

**તું ઓરકો મારે છૂરી તેરે ભી લગતા હય છૂરા,**
**તું ઓરકો ચિત્તે બદી તેરા ભી હોતા હય બૂરા.**

—નજીર.

રાજમહાલયમાં સાગરિકા અને માધવ પાછાં આવ્યાં, ત્યારે રાતના દશ વાગવા આવ્યા હતા. સુમતિનાથનો પુત્રી માટેનો કલ્પાન્ત અત્યન્ત હતો અને તેઓ તેમની સાથે નહિ આવતાં એકલા રહી અમુક વિચારથી જુદાજ પડયા. સાગરિકા અને માધવ સ્મશાનભૂમિમાંથી એકદમ પાછાં વળ્યાં હતાં અને તે એટલાજ કારણે કે તેમની ગેરહાજરીને લીધે કંઈક પણ શંકા જાય અને પરિણામે કીર્તિને બટ્ટો લાગે એટલુંજ. નિરૂપાયે તેઓ રાજમહાલયમાં આવ્યાં તે પણ ભારે હૃદયે.

માધવે તે ભાર કેવી રીતે સહ્યો ? તેનાથી એ ભયંકરતા કેમ સહેવાઇ ? માધવ કયાં લગી તો એ શોકમાં ઉદ્વિગ્ન રહ્યો, પણ બહુ બહુ રડવાથી માણસનું હૈયું છેવટે શાન્ત બને છે અને તેમાંય સુમતિનાથના સુબોધથી તેનું મગજ ઠેકાણે આવ્યું.

ટૂંકામાં માલતીનો શોક સર્વના હૃદયમાં તેવોને તેવોજ હતો; પરંતુ બહારથી તે શોકને ભૂલી ગયાં હોય એમ હતું. અને બીજો ઉપાય પણ નહતો.

માણસની પ્રિય વસ્તુ જ્યારે ગુમ થાય છે, ત્યારે તેને જગત્પરની સર્વ વસ્તુઓ નીરસ લાગે છે: સર્વપરથી અનુરાગ ઉઠી જાય છે: દીપક હોલવાઈ જતાં પ્રકાશ શેનો ? સૂર્ય ઢળતાં ઉષ્ણતા શી રીતે સંભવે ? સુંદર સુખદાયી અનિલ લહરી વહી જતાં, તુફાનનો વેગ શી રીતે હોય ? મેઘ નથી તો પછી વજ્રપાત શી રીતે ? ઉપાસ્ય જતાં ઉપાસક શી રીતે ? શરીરની મોહકતા નથી–આકર્ષકતા નથી, મોહ શી રીતે ? પ્રેમપ્રવાહ વહી જતાં કલ્પના શેની ? તનતમ્બૂરના તાર તૂટી ગયા, પછી ઝણકાર શેનો ? બંસી નથી તો પછી તેના સુર કયાંથી ? રે, બંસી બસુરી બની ગઇ ? કિસ્મતમાં ફક્ત રડવાનુંજ રહ્યું ? બંસીના સુમધુર સ્વર ઓ ! ફરી નહિ જ સંભળાય ? મુકદ્દરમાં એવુંજ લખ્યું છે.

આ પ્રકારના અનેકાનેક વિચારોમાં માધવનું મગજ ભમવા લાગ્યું. સાગરિકા અને માધવ જે સમયે રાજમહાલયમા પ્રવેશતાં હતાં તે સમયે તેમણે સેવક મંડળને નિરાશ વદને સામે આવતું નિરખ્યું. વળી આ ઇદં તૃતીયં શું હશે એની શંકામાં તેઓ આગળ વધ્યા અને અનુચર વર્ગે પરાણે પરાણે જણાવી દીધું કે સ્નેહબંધને આત્મઘાત કર્યો હતો !

વજ્રપાત થાય એમ આ ભયાનક અત્યંત શોકકારક સમાચાર સાંભળતાંજ સાગરિકા બેભાન થઈ પડી. કોમળ વૃક્ષલતાને કાપી નાખતાં જેમ નિરાધાર બની નીચે પડી જાય તેમ એ કોમલાંગી નીચે પડી ગઇ; દાસીસેવકો ઉપાડી શયનગૃહમાં લઈ ગયા અને પાછળથી માધવ આ બધું કેમ બનવા પામ્યું તે વિષે પ્રશ્નો અનુચરને કરવા લાગ્યો જ્યારથી માધવ અને સાગરિકા રાજમહાલયમાંથી ગયા, ત્યારથીજ સ્નેહબંધન તેમના દિવાનખાનામાંજ રહ્યા હતા. બપોરે બાર વાગે કેશવકાન્ત અહીં આવ્યા હતા અને એક નોકરે તેમને, તેમના આગમનના સમાચાર કહ્યા. શ્રીમાને મળવા ના જણાવી અને રાત્રે મળશું એમ જણાવ્યું હતું. ઉપરાંત સ્નેહબંધને કોઇને ત્યાં જવા મનાઇ કરી હતી અને કામ જરૂરનું હોય તો ઘંટડી

મારફત જણાવવા કહેલું. પછીથી કલાકોના કલાકો એમને એમ વહી ગયા. કેશવકાન્ત થોડીવાર બેસી બે બ્હેનો સાથે વાતચીત કરી પાછા ગયા અને સાત વાગે આવ્યા હતા. તે વખતે ભોજન તૈયાર હતું. મોટી પુત્રી ચંદ્રાનના પિતાશ્રી સાથે કંઈક વાત કરવાના ઈરાદાથી જાતે ત્યાં જવા તૈયાર થયાં. ત્યાં ગયાં અને બારણું ખખડાવ્યું; પરંતુ કશો પ્રત્યુત્તર મલ્યોજ નહિ. શંકાએ સ્થાન લીધું. બારણું તોડવામા આવ્યું અને ફક્ત તેમનું શબ જ પથારીમાંથી જડી આવ્યું ! દાક્તર વૈદ્યને બોલાવવામાં આવ્યા પણ તે બધું નિરર્થક થયું. તે દિવાનખાનામાંથી ઝેર હાથ લાગ્યું અને તેમણે ઝેર વડે આપઘાત કર્યો છે એ નક્કી થયું. હાથમાંની શીશી એ સર્વની સાક્ષી આપતી હતી.

આ પ્રમાણે ત્રુટક ત્રુટક શબ્દોમાં અનુચર વર્ગે સમાચાર કહી દીધા. માધવ સાંભળી શકતો હતો કે તેની બન્ને બ્હેનો હૈયાફાટ રૂદન કરી રહી હતી. તેનામાં હવે રડવાનું જોર રહ્યું નહોતું.

છેવટે અનુચરવર્ગને પૂછયું.

"ક્યાં છે કેશવકાન્ત ?"

"તે આપનીજ રાહ જોઇને પુસ્તકાલયમાં બેઠા છે, કારણ કે એમનું એવું કહેવું છે કે આપને તેણે મિત્ર તરીકે મળવું જ જોઇએ."

"મિત્ર ?! જા અને કેશવકાન્તને કહે કે મારે તેમની સાથે જરૂરીયાતનું કામ છે માટે હમણાંજ હું ત્યાં આવું છું !"

આટલું કહી તે પોતાના દિવાનખાનાનાં જઇ અંદરથી બારણું બંધ કરી એક સુંદર કબાટ ઉઘાડી અંદરથી બે પિસ્તોલ કાઢી. બન્ને પિસ્તોલો બરાબર ભરી અને સાવચેત બની સંભાળપૂર્વક તે બન્નેને અંદરના ગજવાઓમાં તૈયાર કરી છૂપાવી દીધી. ઉપરાંત કારતુસ પણ વધારે લઈ લીધી.

આટલી તૈયારી સાથે બહાર નીકળ્યો. તે તદ્દન ગંભીર હતો. તેનાં પગલાં માપપૂર્વક ઉપડતાં હોય તેમ લાગતું હતું. આ પ્રમાણે સ્નેહબંધનના મરણથી, ચંદ્રનગરના વર્તમાન મહારાજા ધીમે પગલે પુસ્તકાલયમાં દાખલ થયા અને પછી બારણું બરાબર બંધ કર્યું. કેશવકાન્તે ઉભા થઈ નમન કર્યું અને કાપટયપ્રવીણ પુરૂષે બાહ્યાડંબરપૂર્વક ઉદાસ મ્હોડે કહ્યું:—"આપના પર આ અચિંત્યા આવી પડેલા દુઃખથી મને બહુજ લાગે છે !"

"અને મારા પિતાને આત્મઘાતી થવા બુદ્ધિ સુઝાડનાર કોણ?"

"હું ધારૂં છું કે આ પ્રશ્ન આપ શ્રીમાને ઇરાદાપૂર્વક મનેજ પૂછયો લાગે છે?"

"કેશવકાન્ત ! ડાહ્યા ડમરા છો, લુચ્ચાઇ સારી જાણો છો ! હરામખોર, નીમકહરામ, નરાધમ, પાપી, ચંડાળ, નીચ, અધમ, ! હા હા ! શું કરૂં ? તમારી શામટાઈ જવા દો !"

"શ્રીમાન ! આપ આ શબ્દો કોને કહો છો તેનો પૂરે પૂરો વિચાર કરી બોલ્યા હોત તો ઠીક થાત ! હું પણ એક મર્દ છું? એટલુંજ કે આ શોકકારક પ્રસંગ છે એટલે આ વિષયમાં હું નિરૂપાય છું. અગર તો બતાવી શક્ત, મારૂં જોર દાખવી શકત કે આ રાજવૈભવ ઘડીમાં હતો નહતો કરવો એ મારૂં કામ છે અને શ્રીમાન ! એ પણ બતાવત કે—"

"ઓ બદમાસ, ચૂપ થા ! પાપી હરામી ! તારી નફટાઇ જવા દે ! અત્યારે અંગે અંગ મને ક્રોધ વ્યાપી ગયો છે: હું શું કરૂં ! હું તારી નફટાઇ રજેરજ જાણું છું: કેમ, મારી બ્હેન અનસૂયાને તારે આજ બપોરે પરણવું હતું ને ?"

"એટલે ?"

"એટલે એટલે શું કરે છે ? મારા પિતાનું ખૂન કરનાર ખૂની ! તેમનું ખૂન તારી ક્રૂરતાને અંગેજ થયેલું છે. દેવી સ્વરૂપ માલતી–નિર્દોષ બાળા–ના ખૂનથી તારા હાથ ખરડાયલા છે એ તો બરાબર જાણે છે ને? જેણે તારૂં કશું અહિત કર્યું નથી એવી તે બાળા તારાજ ત્રાસે મરી ગઇ છે ! તને તેને માટે જરાય પસ્તાવો થાય છે ?"

"તે દસ્તાવેજ વગેરે બાબત આપ શ્રીમાન—"

"બધું જાણું છું હું બધું ! હાય ! શું કરૂં? ચંડાળ ચોકડીના સભ્ય ! તારૂં હૃદય શેનું બનેલું છે ? નિર્દય ! હું આજે બદલો લેવા માગું છું !"

"વેર ? યાદ રાખજો આપ શ્રીમાન કે, એ રમત રમતાં બદનામ થશો અને—"

"મારો એવોજ વિચાર છે ! મને બદનામ કરનાર ? ચાલ પાજી ! તૈયાર થા: જીવ સટોસટની વાત છે !" એટલું બોલતાંજ મહારાજાએ પોતાના ગજવામાંથી બે પિસ્તોલ કહાડી મેજ ઉપર મૂકી દીધી.

કેશવકાન્ત ઘંટડીની ચાવી દબાવવા દોડયો; પરંતુ માધવસેને દોડી જઇ તેને સજ્જડ સકંજામાં પકડી લીધો અને રાક્ષસી બળથી તેને તેની જગ્યાએ દબાવી દીધો. પિસ્તોલો પાછી હાથમાં લઈ ઘંટડીના તારનો સબંધ તોડી નાંખ્યો. બારણે સાંકળ લગાવી તાળુ મારી કુંચી સ્વાધીન કરી.

"બોલો સાહેબ, શું પસંદ કરશો ? આ બે છે, કયી જોઇએ છે?"

"શું દ્વન્દ્વ–યુદ્ધ કરવા માગો છો શ્રીમાન ?"

"હા, દ્વન્દ્વ–યુદ્ધ ! મરણ તારે માટે હવે નક્કી માની લેવું ! પાપી ! બચવાની વાત જવા દેવી: ધમકીઓનું આ સ્થાન નથી."

"ઠીક એ વાત જતી કરીએ. એક મરતાં બીજો માણસ જીવશે. તે માણસ ખૂની ઠરે તેનું કેમ?"

"બરાબર છે: જુઓ, આ કાગળ મેં લખી તેની નીચે મેં સહી કરી છે: તમે પણ તેની નીચે સહી કરો એટલે પત્યું" પોતે કરારનામું હતું તે પર સહી કરી તેને તેમ કરવા કહ્યું.

કેશવકાન્તે પણ તેના પર સહી કરી અને પછી એક પિસ્તોલ ઉપાડતાં કહ્યું:— "આપણે કેટલે દુર ઉભા રહીશું? અને આપણે દ્વન્દ્વ યુદ્ધ કયારે શરૂ કરીશું?"

"આ ખંડની લંબાઇએ ઉભા રહેવું અને આ ઘડિઆળમાં અગીઆર વાગવામાં દશ મિનિટ બાકી છે: અગીઆર વાગવાની તૈયારી થાય તેનીજ સાથે-એ ટકોરાની સાથે પહેલીજ ઘંટડીએ આપણે આપણું કામ શરૂ કરી દેવું."

"ભલે એમ થશે?" એમ કહી કેશવકાન્ત સામી ભીંતને અઢેલી ઉભો રહ્યો અને માધવસેન તેની સામી ભીંતે અઢેલી ઉભો રહ્યો. બન્નેની વચમાં અંતર બારેક પગલાનું હશે. બન્ને એક ચિત્તે તે ઘટિકાયંત્ર સામું જોઇ રહ્યા. કેશવકાન્ત અત્યન્ત ચિન્તાતુર હૃદયે એ મૃત્યુસૂચક અવાજની પ્રતીક્ષા કરી રહ્યો.

મિનિટ કાંટો ફર્યો-પળો ક્ષણો થવા લાગી અને વખત જતો ભારે લાગવા માંડયો! નિ:શબ્દતા બરાબર હતી. માધવસેન સ્થિર ચિત્તે ઉભો હતો.

એકાએક એ ઘટિકાયંત્રમાંથી સ્વર નીકળતો જણાયો અને એ ટકોરાની સાથે ચેતવણી દોડી ગઇ અને કાનના તોડી નાંખે એવો કર્કશ અવાજ પિસ્તોલમાંથી થયો. ભયાનક મરતી વખતની કારમી ચીસ કેશવકાન્તના મુખમાંથી નીકળી ચૂકી-એ એકદમ ઉંચે કુદ્યો અને બીજી ઘડીએ નીચે અથડાઇ પડયો. બીજીજ ક્ષણે માધવસેન પણ ચીસ પાડયા વિના શાન્ત રીતે પડયો અને તેનો અમર આત્મા હૃદય મંદિરમાંથી ઉડી ગયો.

અનુચર વર્ગને એ કારમી ચીસ સંભળાઇ અને પિસ્તોલના અવાજ સાંભળી બાવરા બાવરા દોડી આવ્યા: પણ બારણા તોડીને અંદર આવ્યા તોપણ તે હવે નકામું હતું: બનનાર બની ગયું હતું. કેશવકાન્તને ગોળી હૃદયમાં આરપાર નીકળી ચૂકી હતી, જ્યારે તેની ગોળીથી માધવસેન મગજમાં વિંધાઈ પડયો હતો.



# ઉપસંહાર.

આ કરુણાજનક કથાનો અંત આવી ગયો છે. આપણે હવે થોડા શબ્દોમાં બાકીનું કામ પતાવી દઇએ.

પતિના આત્મઘાતના સમાચાર સાંભળી **સા**ગરિકા મૂર્છાવશ થઈ હતી. કેટલીક મહેનતે તે શુદ્ધિમાં આવી એટલામાંજ પિસ્તોલના અવાજ સંભળાતા નવીન દુઃખદ સમાચાર તેણે કલ્પી લીધા. તે પોતે **મા**ધવની, કેશવકાન્ત પરત્વેની પ્રતિજ્ઞા પૂરેપૂરી જાણતી હતી અને આ ભયાનક બે અવાજ સાંભળી તેની કલ્પના તેને વ્યથામાં વધારો કરવા લાગી. પરિણામ ધારવા મુજબ આવ્યું સાંભળી તે ગાંડી બની ગઇ અને એ અસહ્ય વેદનાના પરિણામે ત્રણ દિવસ પછી પોતે પણ આ નિઃસાર સંસારનો ત્યાગ કરી ચાલી ગઇ.

**મા**લતીનું મરણ અમર રાખવા માટે તેનું સ્મારક memorial ઉભું કરવામાં આવ્યુ. **સુ**મતિનાથે એ કામ હાથ ધરવામાં એક ઘડી પણ એળી નિરર્થક નથી જવા દીધી કે તેના મનમાંથી તેનું સ્મરણ વિસારે પડ્યું હોય. ત્યાં દર રાતે જઇ ફુલ ચડાવતો અને બે આંસુ સારતો, આવા શોકમાં તેણે કેટલાક દિવસો પરાણે ખેંચી કહાડ્યા અને અંતે એ પણ નિઃસાર જગત્‌ને ત્યાગી ચાલ્યા ગયા. તેની પુત્રી સાથે તેનું પણ ત્યાં બાવલું ઉભુ કરવામાં આવ્યું.

મહારાજા અને મહારાણીના શબને, નિયમ પ્રમાણે અગ્નિદાહ કરવામાં આવ્યો. લેણદારોનું લેણું પતાવવામાં આવ્યું અને મહારાજાની હયાતીમાં કોઇ વારસ હયાતી ધરાવતું નહિ હોવાથી તેમનું રાજ્ય જપ્ત થયું.

બન્ને બ્હેનો **ચં**દ્રાનના અને **અ**નસૂયા તેમના દૂરના સગાને ત્યાં રહેવા ગયાં; **ચં**દ્રાનના વૈભવ જવાથી નિરાશ બની; પરંતુ **અ**નસૂયાને મન તો સુખદુઃખ સરખાંજ હતાં. દુઃખ માત્ર એટલું હતું કે તેના પોતાના કુટુંબની એક પાયમાલી થઇ ગઇ!

**ચં**દ્રાનના, પૈસાએ ભરપૂર પણ તેની ઉમ્મરથી બરાબર ત્રણ ગણી ઉમ્મરના વર સાથે પરણી. **અ**નસૂયા ચાર વર્ષ લગી કુમારિકા રહી. પણ ઘણી સમજાવટ પછી, ભૂતકાળને ભુલી જઇ **મો**હિનીચંદ્ર સાથે તે પરણી સુખી બની.

**મા**ધવસેનનો સ્મરણસ્તૂપ, પિતાપુત્રીનાં બાવલાંઓની સાથોસાથ જ ઉભા કરવામાં આવ્યા. ત્રણેનાં નામ ત્યાં કોતરવામાં આવ્યા હતાં અને ટુંકામાં તેમનો સ્મરણ ઇતિહાસ પણ આલેખવામાં આવ્યો હતો.

**મ**તિલાલ કેદખાનામાંથી છુટી **વિ**લાસિનીને સાથે ઉપાડી જઇ આઘે વસવા ચાલ્યા ગયા, પણ ત્યાં રાજકારસ્થાનમાં ભાગ લેવાથી પકડાતાં કાળાપાણીની સજા થઇ. **વિ**લાસિની વિલાસી સ્વભાવને લીધે ગુણિકા બની રહી, પરંતુ પઠાણની જોડે બોલાચાલી થતાં જીવ ગુમાવી બેઠી.

ભલી વૃદ્ધ વિધવા અને તેની બત્રીજી સુખમાં દિવસો પસાર કરતા હતા અને પાછળથી તેમને **સુ**મતિનાથે તેની મિલકત પણ આપી હતી, એટલે બહુજ સુખી હતાં. તેમણે તે પૈસો પરોપકારમાંજ વાપર્યો અને **સુ**મતિનાથના નામની પરબ બંધાવી પુણ્ય કર્મ કરવા લાગ્યા. વૃદ્ધા પણ ઘડપણને લીધે ચાલી ગઇ.

**મ**નોહારી તેનો જુનો ધંધો ધમધોકાર ચલાવ્યે જાય છે ત્યાં ઇશ્વરી કોપ થતા, આગ લાગવાથી, સર્વસ્વનો નાશ થયો અને આખરે ભીખ માગી પેટ ભરવાનો પ્રસંગ આવ્યો. **સ્મ**રણપત્નીએ, અથાગ પૈસો એકઠો કરેલો, પણ પાછળથી સમજણ આવતાં, તેનો વ્યય સારે માર્ગેજ કરવા માંડ્યો.

